સ્વ૦ આચાર્ય શ્રીકર્મસિંહજી સ્વામી સ્મારક-જૈન-શાસ્ત્ર-
માળા મણકો ૩૨ મો

# सद्बोध-माला

(જેમા ગૌતમકુલક ભાવનાકુલક, ગુણાનુરાગકુલક
અને ઉપદેશરત્નમાલા એ ચાર પ્રકરણોનો સમાવેશ
કરવામા આવેલ છે)

[ससंस्कृतच्छाया गूर्जर भाषान्विता च]

સંપાદક તેમજ સંશોધક—
કચ્છ-આઠકોટી મોટા પક્ષના શ્રીમજ્જૈનાચાર્ય શ્રી
નાગચંદ્રજી સ્વામીના શિષ્ય-મુનિશ્રી રત્નચંદ્રજી

પ્રકાશક—
સ્વ પૂજ્યશ્રી કર્મસિંહજી સ્વામી સ્મારક ગ્રંથમાળા માર્ફત
જીવણલાલ છગનલાલ સંઘવી
પંચભાઈની પોળ અમદાવાદ

સં ૧૯૮૫ વીર સં ૨૪૬૫

કિંમત-વાચન મનન ને નિદીધ્યાસન.

# सद्भावना

गाथा -[ आर्यावृत्तम् ]

अन्नन्नदेसजाया, अन्ननाहारवड्ढियसरीरा ।
जिणसासणपन्नया, सव्वे ते बंधवा भणिया ॥१॥

छाया -

अन्यान्यदेशजाता, अन्यान्याहार वर्धितशरीरा ।
जिनशासनप्रपन्ना, सर्वे ते बान्धवा भणिता ॥१॥

અર્થ—ગમે તે દેશમા ઉત્પન્ન થતા હોય ગમે તે આહાર (ખોરાક) લેતા હોય પરન્તુ જિનશાસનમા પ્રવૃત્ત થયેલા દરેક મનુષ્યો (પરસ્પર) બંધુ-મિત્ર (કે એક સરખા) ગણુવામા આવ્યા છે (કે ગણુવા જોઈએ)

गा०-आसवरो य सेयवरोय, बुद्धो वा अहव अन्नो वा ।
समभाव भावियप्पा, लहइ मुक्ख न संदेहो ॥२॥

छा०-आशाम्बरश्च श्वेताम्बरश्च, बुद्धोवाऽथवाऽन्यो वा ।
समभाव भावितात्मा, लभते मोक्ष न सन्देह ॥२॥

અર્થ—આશામ્બર-દિગબર હો ! શ્વેતામ્બર હો ! કે બૌદ્ધ હો ! અથવા અન્ય ચાહે તે મત-પંથનો હો ! પરંતુ જે પુરૂષનો આત્મા સમભાવ વડે ઓતપ્રોત-રગાયનો છે તે પુરૂષની અવશ્ય મુક્તિ થશે તેમા જરા પણ સદેહ-શકા નથી

---

# સમર્પણમ્

**સ્વર્ગસ્થ પૂજ્યપાદ આચાર્ય દાદાગુરૂ શ્રી કર્મસિંહજી સ્વામી !**

આપશ્રી પ્રભુ હોતા પ્રભુનો અવતાર ન્હોતા ધર્મના સસ્થાપક પણ ન્હોતા પરન્તુ આપશ્રી જૈન સાધુ હતા સંત હતા આચાર હતા જ્ઞાન ભક્તિ-શીલ-તપ-વૈરાગ્યની સમૃદ્ધિ વાળા હતા ધર્મવીર હતા સંયમ નિર્મળ પાળતા હતા સંયમ પળાવતા હતા ભિન્ન ભિન્ન રૂચિવાળા જીવાત્માઓને સદાચાર-સદ્વર્તનનો સદ્બોધ આપના સ્વપર આત્માનો ઉદ્ધાર કરનાર, મ્હારા ન્હાનપણથી પરમ ઉપકારક એવા આપશ્રીના અમર આત્માને આ **શ્રી સદ્બોધમાળા** નામનું નાનકડું પુસ્તક સદ્ભાવે સમર્પણ કરી હું મ્હારા આત્માને કૃતકૃત્ય થયો માનું છુ

વસંત પંચમી ૧૯૯૫ }
કચ્છ-ભોજાય }

જૈન ભિક્ષુ —
મુનિ રત્નચંદ્રજી

॥ श्रीं वंदे ऽर्हम् ॥

# ॥ गौतम कुलकादि प्रकरण संग्रह ॥

॥ मंगलाचरणम् ॥

[1]नमिऊण सिरिवीरं,
गुरूमवि गोयम तहोव गारिण।
गोयमकुलगाईण,
छाय यत्थ मह कुव्वे ॥१॥

छा०-नत्वा श्रीवीरं,
गुरूमपि गौतम तथोपकारिणम्।
गौतमकुलकादीना,
छाया चाथमह कुर्वे ॥१॥

અર્થ—શ્રી વીરપ્રભુને નમસ્કાર કરીને તથા ગૌતમગુરૂને તેમજ ઉપકારી એવા ગુરૂને પણ નમીને ગૌતમ કુલકાદિકની (પ્રકરણોની-જૂદા જૂદા વિદ્વાનોએ બનાવેલા વિવિધ ઉપદેશથી ભરપૂર પ્રાકૃત ગાથાઓના સંગ્રહોની) સંસ્કૃતછાયા અને અર્થ (લખવાનો ઉદ્યમ) કરું છુ ૧

## ॥ गोयमकुलग-गौतमकुलकम् ॥

[?]इंद्रवज्रा-वृत्तम्

मू० लुद्धा नरा अत्थपरा हवंति,
मूढा नरा कामपरा हवंति ।

सुद्धा नरा खन्तिपरा हवंति,
मिस्सा नरा तिन्निवि आयरंति ॥१॥

छा०-लुब्धा नरा अर्थपरा भवन्ति,
मूढा नरा कामपरा भवन्ति,
शुद्धा नरा क्षान्तिपरा भवन्ति,
मिश्रा नरा त्रीण्यप्याचरन्ति ॥१॥

અર્થ—લુબ્ધ (લોભી કે સ્વાર્થી) માણુસો અર્થ (પૈસો કે મતલબ) મેળવવામાં-સાધવામાં જ તત્પર હોય છે મૂઢ (મોહમાં ફસાયના) મનુષ્યો કામમાં (ઇન્દ્રિયોને પોષવારૂપ વિષયોના વિલાસમાં) જ તત્પર હોય છે શુદ્ધ (તત્ત્વના-વસ્તુના સત્ય સ્વરૂપને જાણનારા) પુરૂષો ક્ષમા રાખવામાં જ સાવધાન રહે છે જ્યારે [1]મિશ્ર (કોઈ જાતના નિશ્ચય કે નિશાન વગરના) પુરૂષો ઉપરોક્ત ત્રણે બાબતનો આચરે છે અર્થાત્ અનુકૂળતા પ્રમાણે પૈસો પેદા કરે, વિષયો સેવે અને સમજણપૂર્વક કે પરાધીનપણે સહનશીલતા પણ રાખે ૧

મૂ० ते पढिया जे विरया विरोहे,
ते साहुणो जे समयं चरंति ।
ते सत्तिणो जे न चलंति धम्मं,
ते बंधवा जे वसणे हवंति ॥२॥

छा०-ते पण्डिता ये विरता विरोधात्,
ते साधवो ये समयं (समता) चरन्ति ।

---

૧ મિશ્રપણામાં ઘણે ભાગે શ્રાવક સમકિતી અગર માર્ગાનુસારી (સમકિત પામવાને યોગ્ય) જનો હોઈ શકે

।

तेे सत्यवन्तो (शक्तिमन्तो) ये न चलति धर्मा-
च्चे बान्धवा ये व्यसने भवन्ति ॥२॥

અર્થ—જે વિરોધ થકી (ક્લેશ-કુસંપ, ઇર્ષ્યા વેર ઝેર થકી) વિરમ્ત-વેગળા રહે તે પંડિત જે સત્શાસ્ત્રને અનુસરીને વર્તે (ચારિત્ર પાળે) તે સાધુ જે વીતરાગના ધર્મ થકી (કામદેવ પ્રમુખ શ્રાવકોની પેઠે દેવાદિકોએ ચળાવ્યા છતા પણ) ચળાયમાન ન થાય તે સત્યવંત કે શક્તિમાન્ અને દુખમા પણ જે પડખે ઉભા રહી સાહાય્ય કરે તે બંધુ (ભાઈ કે મિત્ર) સમજવો ૨

मू० कोहाभिभूया न सुहं लहंति,
माणसिणो सोयपरा हवंति ।
मायाविणो हुंति परस्स पेसा,
लुद्धा महिच्छा नरयं उविंति ॥३॥

छा० क्रोधाभिभूता न सुखं लभन्ते
मानासीना शोच परा भवन्ति ।
मायाविन सन्ति परस्य प्रेष्या,
लुब्धा महेच्छा नरकमुपयन्ति ॥३॥

અર્થ—ક્રોધી માણસને સુખની પ્રાપ્તિ થતી નથી (કારણ કે પોતાની ઇચ્છા વિરૂદ્ધ કોઈ કઈપણ બોલે કે વર્તે એટલે તરત રાતો પીળો થઈ જાય અને હૃદય તથા લોહી તેનું હમેશાં બળ્યા કરે) માની—અભિમાની માણસોને (ગર્વથી મર્યાદા ઓળગીને વર્તે કે બોલી નાખે અને તેનુ પરિણામ

કરવો પડે માયા-કપટ કરનાર માણુસોને (બીજા ભવમાં) દાસપણું (સ્ત્રીવેદ તિર્યંચપણુ વિગેરે) પ્રાપ્ત થાય છે અને લોભી માણુસો અપાર ઇચ્છા-તૃષ્ણાને લઇને (આરંભ, પરિગ્રહ વધારવાથી) નરક ગતિના મહેમાન થાય છે ૩

मू० कोहो विस किं ? अमय अहिंसा,
माणो अरी किं ? हिय मप्पमाओ ।
माया भय किं ? सरण तु सच्च,
लोहो दुहो किं ? सुहमाह तुट्ठी ॥४॥

छा० क्रोधो विष किं ? अमृतमहिंसा,
मानोऽरि किं ? हितमप्रमाद ।
माया भय किं ? शरण तु सत्य,
लोभो दु ख किं ? सुखमाहुस्तुष्टि ॥४॥

અર્થ—વિષ-ઝેર કયુ ? ક્રોધ અમૃત શુ ? અહિંસા શત્રુ કોણુ ? માન-ગર્વ હિત શુ ? અપ્રમાદ (પ્રમાદ રહિત પણુ)[1] ભય શુ ? માયા કપટનું કરવુ શરણુ શુ ? સત્ય દુ ખ શુ ? લોભ. સુખ શુ ? સંતોષ ૪

मू० वुद्धी अचड भयए विणीय,
कुद्ध कुसील भयए अकित्ती ।

---

૧ અર્થાત્ ક્રોધ એ ઝેર છે અહિંસા એ અમૃત છે માન એ શત્રુ છે અપ્રમાદ એ હિત છે માયા-કપટ એ ભય છે સત્ય એજ શરણુ છે લોભ એ દુ ખ છે અને સંતોષ એજ સુખ છે

समिन्नचित्त भयए अलच्छी,
सच्चे ठियस भयए सिरीय ॥५॥

छा० बुद्धिरचण्ड भजते विनीत,
मूढ कुशील भजतेऽकीर्त्ति ।
समिन्नचित्त भजतेऽलक्ष्मी,
सत्ये स्थित समजते श्रीश्च ॥५॥

અર્થ—શાંત અને વિનીત માણસને બુદ્ધિ કે જ્ઞાન ભજે છે-પ્રાપ્ત થાય છે ક્રોધી અને કુશીલીયા-લંપટ માણસની (દુનીયામાં) અપકીર્ત્તિ થાય છે અસ્થિર ચિત્તવાળાને દરિદ્રતા પ્રમુખ આપદાઓ આવે છે જ્યારે સત્યમાર્ગે ચાલનારા મનુષ્યને લક્ષ્મી કે સુખ હમેશાં ભજે છે (દુ:ખ દૂર નાસે છે)૫

मू० *चयति मित्ताणि नर कयग्घ,
चयति पावाइ मुणि जयत ।
चयति सुक्काणि सराणि हसा,
चयइ बुद्धी कुवियं मणुस्स ॥६॥

छा० त्यजन्ति मित्राणि नर कृतघ्न,
त्यजन्ति पापानि मुनि जयन्तम् ।
त्यजन्ति शुष्काणि सरासि हसा,
त्यजति बुद्धि कुपित मनुष्यम् ॥६॥

અર્થ—સુકાઈ ગયેલા તળાવોને જેમ હસ પક્ષીઓ છોડી જાય છે તેમ કૃતઘ્ની (કરેલા ઉપકારને ઓળવનાર) માણસને

*उपेन्द्रवज्रा.

મિત્રો છોડી દે છે ક્રોધાયમાન થયેલા માણસની જેમ બુદ્ધિ ચાલી જાય છે (ભેદ મારી જાય છે) તેમ જય પામતા (અંતર શત્રુઓને જીતતા એવા) મુનિને પાપો (કર્મો) છોડી જાય છે (નાશ પામે છે) ૬

मू० *अरोइ' अत्थ कहिए विलावो,
असपहारे कहिए विलावो ।
विक्खित्तचित्ते कहिए विलावो,
बहू कुसीसे कहिए विलावो ॥७॥

छा० अरोचमाणमर्थे कथिते विलापोऽ-
सम्प्रहारे कथिते विलाप ।
विक्षिप्तचित्तान् कथिते विलापो,
बहुन् कुशिष्यान् कथिते विलाप ॥७॥

અર્થ—સાંભળનારને કંઈ પણ (આત્મહિત સંબંધી વાત કહીએ અને જો તેને રૂચતી ન હોય તો તે[१] વાત કહેવી એ વિલાપ કરવા તુલ્ય છે (અથવા ભૂતકાળમાં કંઈ ન બનવા જેવું બની ગયું તેના સંબંધમાં વારવાર કોઈને કહેવું તે વિલાપ તુલ્ય છે)

(અગર અનીતાય-એટલે જેની પાસે કંઈપણ નથી તેવા દરિદ્રી પાસે કોઈપણ વસ્તુની માગણી કરવી તે વિલાપ કરવા બરાબર છે)

* अइए अत्थे=अतीतार्थे इति पाठान्तरम् ॥

१ બ્રહ્મદત્ત ચક્રવર્તીને ચિત્રમુનિએ આપેલા ઉપદેશની પેઠે-१ उपजातिवृत्तम्

॥ અનિશ્ચિત બાબતમાં અથવા મનકમ સમજ્યા વગર કે સંબંધ વગરનું કઈપણ નિશ્ચયકારી વચન કહેવું તે વિલાપ કરવા બરાબર છે અસ્થિર ચિત્તવાળા મનુષ્યોને કઈપણ (હિત શિખામણ વિગેરે) કહેવું તે વિલાપ સરખુ છે અને ઘણા કુશિષ્યોને ઉપદેશ આપવો તે પણ વનમા વિલાપ કરવા જેવુ છે [१] ॥

मू० दुद्दाहिवा दंडपरा हवंति,
विज्जाहरा मंतपरा हवंति ।
मुक्खा नरा कोवपरा हवंति,
सुसाहुणो तत्तपरा हवंति ॥८॥

छा० दुष्टाधिपा दण्डपरा भवन्ति,
विद्याधरा मन्त्रपरा भवन्ति ।
मूर्खा नरा कोपपरा भवन्ति,
सुसाधव स्तत्त्वपरा भवन्ति ॥८॥

અર્થ—(અનીતિ અન્યાર અને જોર જુલમ કરનારા) દુષ્ટ રાજાઓ પ્રજાને દંડ કરવામા તત્પર હોય, વિદ્યાધરો (વૈતાઢ્ય પર્વતની શ્રેણિઓમા ઉત્પન્ન થનારા મનુષ્યો) મંત્ર સાધવામા તત્પર હોય મૂર્ખ માણસો ક્રોધ કરવામા તત્પર રહે છે, જ્યારે (આત્મસાધન કરનારા) સુસાધુઓ (તો) તત્ત્વની-પરમાર્થની (કર્મથી મુક્ત થવા રૂપ મોક્ષની કે આત્મસ્વરૂપની) પ્રાપ્તિ માટે તત્પર રહે છે ૭

---

૧ ઉત્ત અધ્ય. ૨૭માં બતાવેલ ગર્ગાચાર્યના શિષ્યો

मू० सोहा भवे उग्गतवस्स खंती,
समाहिजोगो पसमस्स सोहा ।
नाणं सुझाणं चरणस्स सोहा,
सीसस्स सोहा विणए पवित्ती ॥९॥

छा० शोभा भवेदुग्रतपसः क्षान्तिः,
समाधियोग प्रशमस्य शोभा ।
ज्ञानं सुध्यानं चरणस्य शोभा,
शिष्यस्य शोभा विनये प्रवृत्तिः ॥९॥

અર્થ—ઉગ્ર તપસ્યા કરનાર તપસ્વીની શોભા ક્ષ
ક્ષમા (ક્ષમા વગરની તપસ્યા નકામી છે) પ્રશમ (કષાયો
ઉપશમ)ની શોભાસમાધિ-યોગ (આધિ-માનસિક પી
વ્યાધિ-શરીર સંબંધી રોગાદિક પીડા અને ઉપાધિ-સ્ત્રી પુત્ર
દિક કુટુંબ પરીવાર તથા સોનું રૂપુ ઘર ક્ષેત્રાદિકની ચિં
રૂપ પીડા એ ત્રણ પ્રકારની પીડા વગરની સ્થિતિ) છે જ્ઞ
(સત્સ્વરૂપનું ભાન) અને શુભધ્યાન (ધર્મનું કે આત્મસ્વરૂપ
ચિંતવન) એ ચારિત્ર-સંયમની શોભા અને વિનય-નમ્રત
પૂર્વક પ્રવર્તવું એ શિષ્યની શોભા છે ૯

मू० अभूसणो सोहइ बंभयारी,
अकिंचणो सोहइ दिक्खधारी ।
बुद्धीजुओ सोहइ रायमंती,

छा० अमूल्यः शोभते ब्रह्मचारी,
अकिञ्चन शोभते दीक्षाधारी ।
बुद्धियुत शोभते राजमन्त्री,
लज्जायुत शोभते एक पत्नि ॥१०॥

અર્થ—પરેણા વગરનો (કદરૂપો હોવા છતાં) પણ બ્રહ્મચારી પુરુષ (હરિકેશિ મુનિની પેઠે) શોભે છે બાહ્ય (નવ પ્રકારના) તથા અભ્યંતર (મિથ્યાત્વ, વિષય, કષાયાદિ ૧૪ પ્રકારના) પરિગ્રહ રહિત એવો દીક્ષાધારી (સંયમી, નિર્ગ્રંથ કે સાધુ) શોભે છે રાજાનો મંત્રી-પ્રધાન (અભયકુમારની પેઠે) તીક્ષ્ણ બુદ્ધિવાળો હોય તો શોભે છે તેમ જ એકપત્નીવાળો (પરસ્ત્રીનો ત્યાગી તથા એક સ્ત્રીવન-સ્વસ્ત્રી સંતોષ વ્રત પાળનાર) પુરુષ અથવા એક-પતિ-પતિવ્રતા સતી સ્ત્રી લજ્જા સહિત હોય તે શોભે છે ૧૦

मू० अप्पा अरी होज्ज-णवट्ठियस्स,
अप्पा जसो सीलमओ नरस्स ।
अप्पा दुरप्पा अणवट्ठियस्स,
अप्पा जिअप्पा सरणं गई य ॥११॥

छा० आत्माऽरि र्भवत्यनवस्थितस्य,
आत्मा यश शील्यतो नरस्य ।
आत्मादुरात्माऽनवस्थितस्य,
आत्मा जितात्मा शरण गतिश्च ॥११॥

અર્થ—જેના યોગ-મન વચન અને કાયા-અસ્થિર હોય

છે (અર્થાત્ જે ચપળ ચિત્તવાળો હોય) તેનો પોતાનો આત્મા જ શત્રુ હોય છે શીલવંત જે પુરુષ હોય તેનો આત્મા પર ભામે ધર્મની બાબતમાં (મોહમાં મુઝાયલો હોવાથી) જેનું ચિત્ત અસ્થિર હોય તેનો આત્મા જ દુરાત્મા (દુર્ગતિમાં જનાર દુષ્ટાત્મા) છે અને આત્મા જ્યારે ઈંદ્રિયોને જીતી મનને વશ કરે ત્યારે તે જિતાત્મા થાય એવો તે આત્મા જ સંસારથી બ્હીતા પ્રાણિઓને શરણ–આધારભૂત છે અને દુઃખથી મૂકાવી સુખના માર્ગે ચડાવનાર છે ૧૧

मू० [1]न धम्मकज्जा परमत्थि कज्जं,
न पाणिहिंसा परमं अकज्जं ।
न पेमरागा परमत्थि बंधो,
न बोहिलाभा परमत्थि लाभो ॥१२॥

छ० न धर्मकार्यात्परमस्ति कार्यं
न प्राणिहिंसाया परममकार्यम् ।
न प्रेमरागात्परमस्ति बन्धो,
न बोधिलाभात्परमस्ति लाभ ॥१२॥

અર્થ—ધર્મના કાર્ય સરખું બીજું કોઈપણ શ્રેષ્ઠ-ઉત્તમ કાર્ય નથી જીવહિંસા સમાન બીજું કોઈપણ અકાર્ય નથી (દેવ, ગુરૂ ને ધર્મના રાગ સિવાયના માત્ર) પ્રેમરાગ-સ્નેહરાગ થકી ઉત્કૃષ્ટ બીજો કોઈ પણ બંધ નથી (બંધનનું કારણ નથી) અને સમકિતરૂપ બોધિલાભ કરતાં વિશેષ (ઉત્કૃષ્ટ) બીજો કોઈ પણ લાભ નથી ૧૨

1 उपेन्द्रवज्रा

मू० न सेवियव्वा पमया परक्का,
न सेवियव्वा पुरिसा अविज्जा ।
न सेवियव्वा अहिमानहीणा,
न सेवियव्वा पिसुणा मणुस्सा ॥१३॥

छा० न सेवितव्या प्रमदा परकीया,
न सेवितव्या पुरुषा अविद्या ।
न सेवितव्या अभिमानहीना
न सेवितव्या पिशुना मनुष्या ॥१३॥

અર્થ—મનુષ્યે પારકી પ્રમદા-સ્ત્રી સેવવી નહિ (પરસ્ત્રી-લંપટ ન થવુ) વિદ્યા વગરના પુરૂષોની (ગૃહસ્થ હોય કે સાધુ તેમની) સેવા કરવી નહિ (તેના આશરે ન રહેવુ) અભિમાની તથા હીન એટલે નીચ માણસોને સેવવા નહિ (તેમના સેવક થવુ નહિ) અથવા અભિમાનહીન એટલે જે માણસો લોકોમા માન-પ્રતિષ્ઠા વગરના હોય તેમની સોબત કરવી નહિ તેમજ પિશુન એટલે ચાડી-ચુગલી કરનાર લોકોની પણ સેવા-સોબત ન કરવી ૧૩

मू० *जे धम्मिया ते खलु सेवियव्वा,
जे पंडिया ते खलु पुच्छियव्वा ।
जे साहुणो ते अभिवंदियव्वा,
जे निम्ममा ते पडिलाभियव्वा ॥१४॥

* इसवत्ता

છા૦ ये धार्मिकास्ते खलु सेवितव्या,
ये पण्डितास्ते खलु पृष्टव्या ।
ये साधवस्तेऽभिवन्दनीया ( वदितव्या ),
ये निर्ममास्ते प्रतिलाभितव्या ॥१४॥

અર્થ—જે પુરૂષો ધાર્મિક-ધર્માત્મા હોય તેમની અવશ્ય સેવા કરવી (તેમનો આશરો લેવો) જે પંડિત પુરૂષો હોય તેમને પોતાના હૃદયની શંકાઓ પૂછીને અવશ્ય ખુલાસા મેળવવા જોઈએ જે સાધુ-ત્યાગી પુરૂષો હોય તેમને ખરા ભાવથી વાંદવા જોઈએ અને જે મમત્વ-મ્હારાપણું રૂપ અહંકારથી રહિત સાધુ મુનિરાજ હોય તેમને ઉત્કૃષ્ટ ભાવથી આહારાદિક ચૌદ પ્રકારની વસ્તુ અવશ્ય વ્હોરાવવી જોઈએ ૧૪

મૂ૦ पुत्ता य सीसा य सम विभत्ता,
रिसी य देवा य सम विभत्ता ।
मुक्खा तिरिक्खा य सम विभत्ता,
मुआ दरिद्दा य सम विभत्ता ॥१५॥

છા૦ पुत्राश्च शिष्याश्च सम विभक्ता,
ऋषयश्च देवाश्च सम विभक्ता ।
मूर्खास्तिर्यञ्चश्च सम विभक्ता,
मृता दरिद्राश्च सम विभक्ता ॥१५॥

અર્થ—પુત્રો અને શિષ્યો બન્ને સમાન જાણવા (પુત્રો લૌકીક પક્ષે માવિત્રોની આજ્ઞા પાળે તેમજ શિષ્યો લોકોત્તર

૧ उपजाति

ધર્મપક્ષે ગુરૂ–આચાર્યાદિકની આજ્ઞા પાળે ) કોઈ ધર્મ ન પામતો હોય તો તેને ધર્મ પમાડવામાં ઋષિ–મુનિયો તથા દેવો એ બન્ને સરખા જાણવા સાર અસારના વિચાર વગરના હોવાથી મૂર્ખ માણસો અને તિર્યંચ–પશુઓ બન્ને સરખા [illegible] અને માખી ઉડાડવા જેટલી પણ તાકાત ન હોવાથી દરિદ્રી અને સુવેના માણસો બન્ને સરખા [illegible] ૧૫

મૂ૦ सव्वा कला धम्मकला जिणाइ,
सव्वा कहा धम्मकहा जिणाइ ।
सव्व बलं धम्मबलं जिणाइ,
सव्व सुह धम्मसुह जिणाइ ॥१६॥

છા૦ सर्वां कला धर्मकला जयति,
सर्वां कथा धर्मकथा जयति ।
सर्वं बलं धर्मबल जयति,
सर्वं सुखं धर्मसुख जयति ॥१६॥

અર્થ—સર્વ કળાઓને (બહોંતેર અને સ્ત્રીઓની ચોસઠ કળાઓને) ધર્મકળા જીતે [illegible] સર્વ (સ્ત્રી ભોજન દેશ અને રાજ્ય વિગેરે અનેક કર્મ–બંધથી) કથાઓને ફક્ત એકજ ધર્મ કથા જીતે છે (હાથી, ઘોડા, રથ પાયદળ ધન, સ્વજન–કુટુંબીઓ વિગેરે) સર્વ બળોને એકલું ધર્મનું બળ જીતનાર છે અને (ચક્રવર્તી તથા અનુત્તર વિમાન વાસી દેવો વિગેરેના )

---

१ इन्द्रवज्रा

સવ (પૌદ્ગલિક) સુખોને ફક્ત ધર્મસુખ (ધર્મથી-સકામ નિર્જરાથી ઉત્પન્ન થતુ આત્મિક સુખ) જીતનાર છે ૧૬

मू० जूए पसत्तस्स धणस्स नासो,
मस पसत्तस्स दयाइ नासो ।
मज्ज पसत्तस्स जसस्स नासो,
वेसापसत्तस्स कुलस्स नासो ॥१७॥

छा० द्युते प्रसक्तस्य धनस्य नाशो,
मास प्रसक्तस्य दयाया नाश ।
मद्य प्रसक्तस्य यशसो नाशो
वेश्या प्रसक्तस्य कुलस्य नाश ॥१७॥

અર્થ—જુગાર રમવામા આસક્ત એવા પુરૂષોના ધનનો (પાડવો તથા નળરાજાના રાજ્યનો જેમ નાશ થયો તેમ) નાશ થાય માસ ખાવામા લુબ્ધ એવા માણસોના હૃદયમાથી દયા ઉડી જાય છે દારૂ-મદિરા પીવામા રસિયા લોકોની યશ—કીર્તિનો નાશ (અપકીર્તિ) થાય છે અને વેશ્યાને વિષે આસક્ત (તેમજ પરસ્ત્રીગમન કરનાર) એવા મનુષ્યોના કુળનો (કુટુબ પરિવાર વિગેરેનો) નાશ થાય છે ૧૭

मू० ×हिंसा–पसत्तस्स सुधम्मनासो,
चोरी–पसत्तस्स सरीरनासो ।

× उपजाति ।

तहा परत्थीसु पसत्तयस्स,
सव्वस्स नासो अहमा गई य ॥१८॥

छा० हिंसा प्रसक्तस्य सुधर्मनाश,
चौर्यप्रसक्तस्य शरीरनाशः ।
तथा परस्त्रीषु प्रसक्तस्य,
सर्वस्य नाशोऽधमा गतिश्च ॥१८॥

અર્થ—જીવહિંસા કરવામાં જે મનુષ્યો આસક્ત હોય તેમનો સાચો ધર્મ નાશ પામે ચોરી કરવામાં જે માણસ આસક્ત હોય તેના શરીરનો (તાડન તર્જન શૂળી, ફાંસી વિગેરે શિક્ષા દ્વારા) નાશ થાય. અને પરસ્ત્રીમાં આસક્ત થનાર પુરૂષના સર્વ દ્રવ્યનો અથવા સર્વ ગુણોનો નાશ થાય તથા પરલોકમાં તે અધમ ગતિ (નરક ગતિ) પામે ૧૮

मू० ¹दाण दरिद्दस्स पहुस्स खती,
इच्छानिरोहो य सुहोइयस्स ।
तारुनए इंदियनिग्गहो य,
चत्तारि एयाणि सुदुक्कराणि ॥१९॥

छा० दान दरिद्रस्य प्रभो क्षान्ति-
रिच्छानिरोधश्च सुखोचितस्य ।
तारुण्य इन्द्रिय निग्रहश्च,
चत्वार्येतानि सुदुष्कराणि ॥१९॥

---

१ इंद्रवज्रा

અર્થ—(જેની પાસે લેશમાત્ર પણ દ્રવ્ય-ધન ન હોય તેવા દરિદ્રી માણસે બીજાને દાન આપવું એ દુષ્કર-અશક્ય છે છતાં પણ ઉત્કટ ભાવે થોડું પણ સુપાત્રને દાન આપે છે તે માણસ અમરસેન વીરસેનની પેઠે મહાન્ સુખદાયક ફળ પામે શક્તિ-સામર્થ્ય-પરાક્રમ-બળ હોવા છતાં જે ક્ષમા-સહનશીલતા રાખવી તે દુષ્કર છે સુખના સર્વ સાધનો જેની પાસે હોય તેવા માણસને ઇચ્છિત-મનગમતી વસ્તુનો ત્યાગ કરવો (ઇચ્છાઓને રોકવી) એ દુષ્કર છે અને તરૂણ અવસ્થામાં ભરયૌવનમાં ઇન્દ્રિયો (અને મન) વશ કરવા-એ પણ દુષ્કર છે એ ચારે બાબતમાં અશક્યતા હોવા છતાં જે પુરૂષ તે તે આચરે અર્થાત્-દરિદ્રી છતા દાન આપે પરાક્રમ છતા સહનશીલતા રાખે સુખી છતા ઇચ્છાઓને રોકે અને છતી જુવાનીમા મન વશ રાખે તે પુરૂષ થોડા કાળમાં મોક્ષના સુખ પ્રાપ્ત કરી શકે છે યશ-કીર્ત્તિ મેળવે છે અને આ ભવ તથા પરભવ સુધારે છે ૧૯

उपजाति

मू० असासय जीवियमाहु लोए,
धम्म चरे साहु जिणोवइट्ठ ।
धम्मो य ताण सरण गइय,
धम्म निसेवित्तु सुह लहति ॥२०॥

---

૧ साहुजणोवइट्ठ = साधुजनोपदिष्टम्-સાધુપુરૂષોએ ઉપદેશેલ (બતાવેલ) એવો પણ પાઠ દેખાય છે

છા૦ અશાશ્વત જીવિતમાહુ લોંકે,
धर्मं चरेत्साधु जिनोपदिष्टम् ।
धर्मश्च त्राणं शरण गतिश्च,
धर्मं निसेव्य सुख लभन्ते ॥२०॥

અર્થ—આ લોકને વિષે જ્ઞાની પુરૂષોએ જીવિત-જીવનું અશાશ્વતું (ટુંક સ્થિતિવાળું) બતાવ્યું-કહ્યું છે માટે તીર્થંકરોએ સારી રીતે-વિવિધપ્રકારે વિવેચન કરીને ઉપદેશેલા-બતાવેલા એવા ધર્મનું આચરણ મુમુક્ષુ-મોક્ષસુખના ઇચ્છક જનોએ કરવું જોઈએ કારણ કે ધર્મ એજ દુર્ગતિરૂપ અનર્થ થકી ત્રાણ એટલે રક્ષણ કરનાર છે, ધર્મ એજ કર્મરૂપ ઉપદ્રવથી ભયભીત થયેલા જીવોને શરણ-આશરો આપનાર છે અને દુખી પ્રાણિઓને સુખ આપવા માટે ઉત્તમ ગતિનો આપનાર પણ તેજ ધર્મ છે અર્થાત્ એ ધર્મને સેવીને-આશ્રીને જીવાત્માઓ ઈચ્છિત (અથવા મોક્ષના) સુખ મેળવે છે ૨૦



॥ वन्दे जिनवरम् ॥

# ॥ भावना कुलकम् ॥

मू० *निसाविरामे परिभावयामि,
गिहे पलित्ते किमहं सुयामि।
डज्झंत मप्पाण मुविक्खयामि,
जं धम्मरहिओ दियहे गमामि ॥१॥

छा० निशाविरामे परिभावयामि,
गृहे प्रदीप्ते किमहं स्वपिमि।
दह्यमानमात्मान मुपेक्षे (मृष्ये?),
यद्धर्मरहितो दिवसान् गमयामि ॥१॥

અર્થ—પ્રભુ પરમાત્માને પોતાની સમક્ષ રાખીને પાપ ભીરૂ અને ભદ્રિક પરિણામી એવો કોઈક આત્મા (જેનું નામ અપ્રકટ છે તે) પોતાના આત્માને પાપરૂપ કીચડ થકી નિર્લેપ નિર્મળ બનાવવા માટે વિશુદ્ધ ભાવના ભાવે છે જેમકે—રાત્રિના પાછલા ભાગે જાગૃત થઈને હું આત્મચિંતન (ધર્મ જાગરિકા કરૂં છું તો મને જાણવામાં આવે છે અને પ્ર. મ છે કે—આ દેહરૂપી ઘર તે ક્રોધાદિક કષાયો રૂપી અગ્નિ સળગી રહેલ છે તેમાં મ્હારા આત્માને સળગતો જોઈ રહ

---

* આ કુલકમાં કર્તાએ ચિંતનના નિયમ તરફ લક્ષ્ય રાખતાં દરેક પદના પ્રાસ મેળવી માત્ર પોતાના હૃદયના ઉદ્ગારો દર્શાવ્યા છે આ ગાથાઓ ઉપજાતિવૃત્તમાં અવાય ...માં આવાં વૃત્તો 'કાવ્ય' તરીકે ગણાય છે

છુ (અગર તેમાં સ્વજનના મ્હારા આત્માની હું ઉપેક્ષા-બેદરકારી કરી રહ્યો છુ) જે આજસુધી મને ભાસે છે કે-ધર્મ-અનુરાગ વગરનો હું ફોગટ દિવસો ગુમાવી રહ્યો છુ છતાં હું મોહરૂપ નિદ્રામાં કેમ પડ્યો છુ ? અર્થાત્ હવે સ્વજનના ઘરને પ્રત્યક્ષ જોયા પછી પ્રમાદમાં પડ્યા રહી ક્ષણ ગુમાવવો એ મને ઉચિત નથી. ૧

मू० इमस्स देहस्स दुहालयस्स,
किर जीव ! लुद्धो ठाणस्स कस्स ? ।
अन्नं सरं किंपि अपिच्छरस्स,
जाया विई कूवियदद्दुरस्स ॥२॥

छा० एतस्मिन् देहे दुःखालये,
किल जीव ! लुब्ध स्थानस्य कस्य [अर्थम्] ? ।
अन्यत्सरः किमप्यपश्यतो,
जाता धृतिः कौपिकदर्दुरस्य ॥२॥

અર્થ—હે આત્મન્ ! દુઃખના ઘરરૂપ એવા આ દેહને વિષે ક્યા સ્થાન માટે (ક્યા સુખ માટે) તું લોભાઈ રહ્યો છે ? તે સમજાતું નથી ખરેખર તળાવ, કે સમુદ્ર સરખાં બીજાં પાણીના સ્થાનને ન જોનાર અને માત્ર કુવાને જ સર્વ શ્રેષ્ઠ સ્થાન માનનાર એવા કુવાના દેડકા સરખી મ્હારી વૃત્તિ થયેલ છે ૨

मू० माणुस्सजम्मं तरुउद्धएण,
जिणिंदधम्मो न कओ य जेण ।

तुट्टे गुणे जह बाणक्खएण,
लद्ध गय मज्झ अवस्सतेण ॥३॥

छा० मानुष्यजन्म-तटलब्धेन,
जिनेन्द्रधर्मो न कृतश्च येन ।

त्रुटिते गुणे यथा बाणक्षयेण,
लब्ध गत ममाऽवश्यत्वेन ॥३॥

અર્થ—(સમુદ્રમા પડેલો માણસ જેમ પવનથી પ્રેરાયના મોજાંથી અથડાતો કિનારે આવે તેમ સંસાર રૂપ સમુદ્રમા પડેલો અને કર્મના યોગે એકેન્દ્રિયાદિ ભવોમા અનેક દુઃખોથી સડમડતો એવો જે હું તે કંઈક પુણ્યના યોગે) મનુષ્ય ભવ રૂપ કિનારો પામ્યો છતા મેં જિનેન્દ્રપ્રભુનો ધર્મ કર્યો નહિ માટે જેમ ધનુષ્યની દોરી તુટતા હાથમાથી બાણ ત્યા જ પડી જાય પરંતુ આગળ-ધારેલા નિશાને જઈ શકે નહિ તેમ ધર્મરૂપી દોરી તૂટવાથી-ધર્મ ન કરવાથી પ્રાપ્ત થયેલો મ્હારે અમૂલ્ય મનુષ્ય ભવ મેં ખોઈ નાખ્યો અને (સમુદ્ર કિનારે આવેલો પણ આગળ ન જતા પ્રમાદથી ત્યાજ સૂઈ રહેલો એવો તે માણસ જેમ ભરતી-જ્વાળ આવતા પાછો તણાઈને સમુદ્રમા જઈ પડે તેમ હું પણ) મરીને પાછો સંસારરૂપ સમુદ્રમા પડીને ગોથા ખાઉંશ ૩

મૂ૦ दुल्लहे वि लद्धे माणुस्सजम्मे,
चिंतामणितुल्लजिणिंद धम्मे ।

छा० चरण धरित्वा यदि नो तरसि,
गृहस्थधर्मं न समाचरसि ।
सर्वस्वगमनेऽर्थं ज्वलयसि,
पश्चाद् धन जीव ! विलप्स्यसि ॥५॥

અર્થ—હે આત્મન્! જો તું ગૃહસ્થ ધર્મ (શ્રાવકધર્મ) અંગીકાર કરી પાળતો નથી, તેમજ ચારિત્ર ગ્રહણ કરીને (સંયમરૂપ નાવામાં બેસીને) સંસારરૂપ સમુદ્રને જો તું તરતો નથી તો ઘર બાળીને તીર્થ કર્યા જેવું કામ કરનાર તને પાછળથી ઘણો પશ્ચાતાપ કરવો પડશે ૫

मू० विसुद्धय दमणनाणसार,
न धारिय सजमसील भारं ।
सड्ढत्तण तपिय नामधार,
कह च मे होइ भवोहपार ॥६॥

छा० विशुद्धको दर्शनज्ञानसारो,
न धारित सयमशील भार ।
श्राद्धत्व तदपि च नामधार,
कथ च मे भवति भवोघपार ? ॥६॥

અર્થ—(આત્માને કર્મ મળ રહિત કરનાર એવું) નિર્મળ જ્ઞાન તથા નિર્મળ જ્ઞાનપૂર્વક દર્શન (જીવાદિ નવ તત્ત્વનું સ્વરૂપ જાણી સુદેવ સુગુરૂ અને સુધર્મ ઉપર શ્રદ્ધા રાખવી તે) અને એવા જ્ઞાનદર્શન પૂર્વક શીલ (સ્વસ્ત્રીમાં સંતોષ અને પરસ્ત્રી-ત્યાગરૂપ દેશ થકી બ્રહ્મચર્ય) કે સર્વથા બ્રહ્મચર્ય મેં પાળ્યું નહિ.

તેમજ પંચ આસવોના ત્યાગ રૂપ (સાધુ ધર્મરૂપ) સયમ પણ સ્વીકાર્યો નહિ. અને (શ્રાવકના કુળમાં જન્મ લેવાથી) જે શ્રાવક ગણાયો તે પણ માત્ર નામધારી થયો અર્થાત્ શ્રાવકપણાના ગુણો ધારણ કર્યા નહિ. તે કારણથી હે પ્રભુ ! હું સંસાર સમુદ્રનો પાર કેમ પામું ? ૬

मू० देवो जिणो साहुगुरू पसत्था,
जीवाइतत्ताइं नव पयत्था ।
मन्नति जे केइ नरा कयत्था,
अच्छउ ता पंचमहव्वयत्था ॥७॥

छा० देवो जिन साधु-गुरु प्रशस्तौ,
जीवादितत्त्वानि नव पदार्थाः ।
मन्यते ये केचिन्नरा कृतार्था-
स्तिष्ठतु तावत्पञ्च महाव्रतस्थाः ॥७॥

અર્થ—જિન (રાગ દ્વેષ રહિત) દેવ સાધુ (સ્વપર-હિત-સાધક) ગુરુ અને જીવાદિ નવ પદાર્થ-તત્ત્વને (અથવા અહિંસા, સંયમ અને તપ રૂપ ધર્મને) જે કોઈ મનુષ્ય માને છે-શ્રધ્ધે છે તે પણ કૃતાર્થ (મોક્ષ પામવાને યોગ્ય) ગણાય છે, તો પછી જે પંચ મહાવ્રતરૂપ સંયમ સ્વીકારીને યથાર્થ પાલન કરે છે તેનું તો કહેવુંજ શું ? અર્થાત્ તેવા સાધુ પુરુષો તો કૃતકૃત્ય થયા ગણાયજ ૭

मू० धन्ना मुणी जे चइऊण गेहं,
तवेण उग्गेण दमंति देहं ।

न मन्निय पुत्तकलत्तनेह,
बहुमाणसार पणमामि तेह ॥८॥

छा० धन्या ! मुनयो ये त्यक्त्वा गृहं,
तपसोग्रेण दमयन्ति देहम् ।
न मानित [यैं] पुत्रकलत्रस्नेहो,
बहुमानसारान् प्रणमामि तानहम् ॥८॥

અર્થ—ધન્ય છે-કૃતકૃત્ય છે તે મુનિયો ! ! કે જેમણે ઘ
છોડયુ જે સ્રી પુત્રાદિના સ્નેહને વશ ન થયા અને ઉગ્
તપ વડે પોતાની કાયાને દમે છે તે માટે બહુમાન આપવ
લાયક એવા તે મહામુનિયોને હું નમસ્કાર કરૂં છુ ૮

मू० मायापियाबंधवसगणविंद,
छड्डुज्झिय गेहवावारदंद ।
उम्मूलिय मोहणवल्लिकंद,
पणमामि तेसिं चरणारविंद ॥९॥

छा० मातापिताबान्धवस्वजनवृन्द,
उज्झित [त्यक्त] गृहव्यापार द्वन्द्वम् ।
उन्मूलित मोहनवल्लिकन्द [यैः]
प्रणमामि तेषां चरणारविन्दम् ॥९॥

અર્થ—જેમણે માતા પિતા બાંધવ (ભાઈયો કે મિત્રે
અને સ્વજનાદિ વર્ગને એકદમ છોડયો ઘર સબંધી દ
ઉપાધિઓને તિલાંજલિ આપી અને મોહનવલ્લીના કંઈ સરા

મોહને જેમણે જડમૂળથી ઉખેડી નાખેલ છે એવા મહાપુરૂષોના ચરણકમળોને હું પ્રણામ કરૂં છું ૯

मू० पुव्विं पि जे णो गिहगुत्तिलीणा,
चित्तु वय गुरुकुलवासलीणा ।
अमुच्छियाऽगिद्ध अदीणवयणा,
कालोचिया जे पालंति जयणा ॥१०॥

छा० पूर्वमपि ये नो गृहगुप्तिलीना,
गृहीत्वा व्रतं गुरुकुलवासलीना ।
अमूर्च्छिता अगृद्धा अदीनवदना [वचना]
कालोचिता ये पालयन्ति यत्ना ॥१०॥

અર્થ—જેઓ પૂર્વે (દીક્ષા પહેલા) ગૃહસ્થાશ્રમમા રાચ્યા નહિ (વિષયોમા લુબ્ધ બન્યા નહિ) અને દીક્ષા લીધા પછી જેઓ ગુરૂકુળવાસમા (ગુરૂ અને વડિલ ગુરૂબધુઓ સાથે રહી વિનય વૈયાવચ્ચ પૂર્વક તેમની આજ્ઞા પાળવામા) લીન થયા તેમજ જેઓ મૂર્છા રહિત (આત્માથી ભિન્ન એવા બાહ્ય પદાર્થો પરના મોહરહિત) રસગૃદ્ધીપણા રહિત અને દીનતા (મુખના કે વચનના દીનપણા) રહિત થયા થકા જેઓ કાળોચિત યત્ના (જે કાળે જે ક્રિયા-સ્વાધ્યાય ધ્યાનાદિ કરવાની હોય તે કાળે તેજ ક્રિયા કરવારૂપ કર્તવ્ય) પાળે છે-બજાવે છે તેમને મ્હારા નમસ્કાર થાઓ !!! (૧૪ મી ગાથા સાથે સંબધ છે) ૧૦

मू० समिइसमिया निगुत्तिगुत्ता,
सज्झायझाणेसु सयाणुरत्ता ।

संवेगचित्ता विसये विरत्ता,
न मोहपंके मणयं पि गुत्ता ॥११॥

छा० समितिसमितास्त्रिगुप्तिगुप्ताः,
स्वाध्यायध्यानेषु सदानुरक्ताः ।
संवेगचित्ता विषये विरक्ता,
न मोहपङ्के मनागपि निमग्नाः ॥११॥

અર્થ—જેઓ (લોઈ જેઠુ આવતુ વચનનો ઉપયોગ કરવો નિર્દોષ આહારાદિ વસ્તુની શોધ કરવી વસ્ત્ર પાત્રાદિ વસ્તુ યત્નાથી લેવી મૂકવી અને મળમૂત્રાદિ નિર્જીવ જગ્યામાં પરઠવવા રૂપ) પાંચ સમિતિઓથી યુક્ત છે ત્રણ (મન વચન ને કાયાને ગોપવવા રૂપ) ગુપ્તિઓથી ગુપ્ત-ગુપ્તાત્મા સહિત છે (વાચના પૂછના, ફરીથી સંભારી જવું ધર્મકથા કરવી અને શાસ્ત્રોના અર્થનો ચિંતન વિચાર કરવો તે રૂપ) સ્વાધ્યાય અને (આત્મચિંતનરૂપ) ધ્યાનમાં સદા મગ્ન રહે છે વૈરાગ્ય વાસિત જેઓનું ચિત્ત છે શબ્દાદિ વિષયોથી જેઓ વિરક્ત છે અને જેઓ મોહરૂપ કીચડમાં જરાપણ ખૂંચેલા નથી એવા મહામુનિવરોને મ્હારો નમસ્કાર થાઓ।।૧૧

मू० न मूसिया इंदियतक्करेहिं,
मिट्टा न जे मच्छरझायसरेहिं ।
न खुब्भिया दुट्ठपरिसहेहिं,
न गंजिया कोहमाइभडेहिं ॥१२॥

छा० न मुषिता इन्द्रियतस्करै-
विद्धा न ये मकरध्वजशरैः ।
न क्षुभिता दुष्टपरिषहै-
र्न गजिता क्रोधादिभटैः ॥१२॥

અર્થ--ઇંદ્રિયોરૂપ ચોરોથી જેઓ લૂટાયા નથી કામ બાણોથી જેઓ વિંધાયા નથી દુઃખરૂપ દુષ્ટ પરિષહો આવે છતે જેઓ ક્ષોભ પામતા નથી અને ક્રોધાદિ કષાયો રૂપ સુભટો જેમને ગર્જી-હરાવી શક્યા નથી એવા મહાત્માઓને મ્હારો નમસ્કાર થાઓ ! ! ! १२

मू० अट्टाइं रुद्दाइं परिचयंति,
धम्माइं सुक्काइं समायरंति ।
नवाइं पावाइं न बंधयंति,
पुव्विल्लयाइं निजिसोज्झयंति ॥१३॥

छा० आर्त्तानि रौद्राणि परित्यजन्ति,
धर्माणि शुक्लानि समाचरन्ति ।
नवानि पापानि न बध्नन्ति,
पूर्वीयानि निर्विशोधयन्ति ॥१३॥

અર્થ--જેઓ (કુટુંબ ધન અને શરીર પ્રમુખને લગતી ચિંતા રૂપ) આર્ત્તધ્યાન અને (નિર્દયતાથી હિંસાદિ ક્રૂર કાર્યોની વિચારણા રૂપ) રૌદ્રધ્યાન ધરતા નથી પરન્તુ (અહિંસા, સયમ અને તપના ચિંતનરૂપ) ધર્મ ધ્યાન તથા (આત્મ-પરમાત્મના વિચાર રૂપ) શુકલધ્યાન ધરે છે જેઓ

પાપ કર્મો કરતા-બાંધતા નથી, પરંતુ પૂર્વ જન્મોમાં સંચેલાં-સત્તામાં રહેલા કર્મોનું શોધન કરે છે (તપાદિક અનુષ્ઠાન વડે નાશ કરે છે) એવા જ્ઞાની પુરૂષોને મ્હારો નમસ્કાર થાઓ !!! ૧૩

मू० तेसिं नमो दुक्करकारयाण,
महव्वए दुध्वर धारयाण ।
जिणागमे सुद्धपरूवगाण,
विसुद्धकरणे चरणे रयाण ॥१४॥

छा० तेभ्यो नमो दुष्करकारकेभ्यो,
महाव्रतानि दुर्धर धारकेभ्य ।
जिनागमाना शुद्धप्ररूपकेभ्यो,
विशुद्धकरणे चरणे रतेभ्यः ॥१४॥

અર્થ—દુઃખે પાળી શકાય એવા પંચ મહાવ્રતોના ધારણ કરનારા જિનાગમોને અનુસરી શુદ્ધ ઉપદેશ આપનારા અને જેઓ વિશુદ્ધ ચરણ સિત્તેરી તથા કરણ-સિત્તેરીને કરનારા એવા તે દુષ્કર કાર[illegible] [illegible]રા સાધુઓને નમસ્કાર થાઓ !!! ૧૪

मू० अह तु पुन्नि [illegible]
सुसाहुधम्मे [illegible]
इंदि पुणो ह [illegible]
चिट्ठ जहा [illegible]

છા० यद तु पूर्वं गृहवासलीन,
सुसाधुधर्मे विमले न लीन ।
इदानीं पुनरह धर्मशक्तिहीन-
स्तिष्ठामि [स्तिष्ठन्] यथा जलविरहे मीन ॥१५॥

અર્થ—હું તો પૂર્વ અવસ્થામાં (ગૃહસ્થાશ્રમમાં) સ્ત્રી-પુત્ર તથા વિષય સુખોમાં લીન થયો પરન્તુ નિર્દોષ એવા સાધુ ધર્મમાં (સાધુપણું સ્વીકારવામાં) લીન ન થયો. હવે તો (રોગાદિ કે વૃદ્ધાવસ્થાના કારણે) હું શક્તિહીન થઈ ગયો છું પાણી સૂકાઈ જતાં જેમ માછલું ગતિ વગરનું નિષ્પ્રાણ (ક્રિયા) કરી ન શકે તેમ હું પણ હવે શક્તિ વગરનો શું કરી શકું? ૧૫

મૂ० जाणतओ भोगसुह अणिच्च,
घोरे भवे दुक्खभरे निमिच्छे ।
न लग्गओ दुविहे धम्मकिच्चे,
ठिओ अह कूडकवाडकिच्चे ॥१६॥

છા० जानन् भोगसुखमनित्य,
घोरे भवे दुःखभरे निर्भर्त्स्ये ।
न लग्नो द्विविधे धर्मकृत्ये,
स्थितोऽहं कूटकपाट कृत्ये ॥१६॥

અર્થ—દુઃખથી ભરેલ માટે તિરસ્કાર કરવા લાયક એવા આ ભયંકર સંસારને વિષે કામભોગના સુખોને અનિત્ય જાણવા છતાં તેનો ત્યાગ કરીને બે પ્રકારની (સાધુ કે શ્રાવકની) ધર્મકરણીમાં હું જોડાયો નહિ જેથી વિષયસુખોમાં રાચેલો હું કડકપટ કરવારૂપ કડકપાટ કૃત્યમાં ફસાઈ ગયો ૧૬

मू० आसापिसाएण धम्मे विमुक्को,
मणोरहे सव्वमणो-वियड्ढे ।
घरोवरोहोव्व गिहे निट्ठो,
चिट्ठ जहा वानरो दारुबुक्को ॥१७॥

छा० आशापिशाचेन धर्माद्विमुक्तो,
मनोरथे सर्वमनो-विधान्त ।
गृहोपरोध इव गृहे निगीन-
स्तिष्ठामि [स्थितः] यथा वानरः छायाविद्ध ॥१७॥

અર્થ—(આટલું મળ્યું, હજી આટલું મળે એટલે ધર્મ કરું ઈત્યાદિ) અનેક આશાઓ રૂપ પિશાચીઓથી પરવશ થઈને આવા મનના સર્વ મનોરથો (મનરૂપ રથો)-વિચારોમાં મશગૂલ થવાથી જાણે કોઈ આગ્રહ કરી રોકતો હોય ! તેમ ગૃહસ્થાશ્રમમાં (સ્ત્રી પુત્રાદિના સુખમાં) હું લીન થયો અને કાળ થઈ પડી ગયેલા વાંદરાની પેઠે ધર્મથી વંચિત રહ્યો. ૧૭

मू० अइसंकिलिट्ठा विसया अणिट्ठा,
करंडए छुट्टभुयगपुट्ठा ।
मोहंधगारे वि झडिच्चि दट्ठा,
अम्हारिसा नेव जमाति मूढा ॥१८॥

छा० अतिसंक्लिष्टा विषया अनिष्टा,
करण्डके क्षिप्तभुजङ्गस्पृष्टा ।
मोहान्धकारेऽपि झटिति दृष्टा,
अस्मादृशा नैव जानन्ति मूढाः ॥१८॥

અર્થ—અત્યંત પીડા ઉત્પન્ન કરનારા અને દીઠા ન ગમે તેવા કરંડીયામાં નખાયેલા એવા પણ સર્પો અંધારામાં તેમનો સ્પર્શ કરવામાં આવે તો જેમ તરત ડખે છે અને તેનું ઝેર ચડતા માણસ બેભાન બની જાય છે તેમ ન ઇચ્છવા યોગ્ય એવાં વિષયસુખો અજ્ઞાનપણે સેવ્યા થકા પરિણામે આ ભવમાં રોગાદિ મહાન કષ્ટ ઉત્પન્ન કરે છે અને પરભવમાં નરક કે દુર્ગતિના દુખો પ્રાપ્ત કરાવે [illegible] એવું જાણવા છતાં અભાગ જેવા મૂર્ખ-મૂખ જનો મોહનિદ્રામાં પડ્યા હોવાથી જાગતા નથી. ૧૮

મૂ० इचो खु मनिज्ज अह कयत्थो,
[illegible] पाविओ सिवपुरगमणसत्थो ।
जिणिंदभणिओ धम्मो पसत्थो,
ससारजलहि तरणे समत्थो ॥१९॥

છા० इत खलु मन्येऽहं कृतार्थो
यत्प्राप्त शिवपुरगमनसार्थ ।
जिनेन्द्रभणितो धर्म प्रशस्त,
ससारजलधि तरणे समर्थ ॥१९॥

અર્થ—ખરેખર હવે હું મ્હારા આત્માને કૃતાર્થ થયો માનું છું કારણ કે-મોક્ષ નગરે જવા સાથ (સહાયરૂપ) અને સંસારરૂપ સમુદ્રને તરવા (તારવા)માં સમર્થ એવો જિનેન્દ્રપ્રભુએ ભાખેલો ભલો ધર્મ મને પ્રાપ્ત થયો ૧૯

मू० भत्तिभरो णाम सिणो अणाह,
विण्णत्तीय परमट्ठाण काह ।
पत्थेमि वत्थु अह किंपि नाहं,
भवे भवे दिंतु सुबोहिलाह ॥२०॥

छा० भक्तिभरो नामाऽस्मि नोऽनाथो,
विज्ञप्तिरिमा परमार्थेभ्य करिष्यामि ।
प्रार्थयामि वस्त्वह किमपि नाथ !,
भवे भवे ददतु सुबोधिलाभम् ॥२०॥

અર્થ—હે પ્રભુ ! આપ મ્હારા નાથ છતે હું અનાથ નથી ભક્તિભરેલ હૃદયથી આપને હું આ (નીચે પ્રમાણે) પરમ-અર્થ માટે (આત્મકલ્યાણ માટે) વિનંતિ કરીશ તે સ્વીકારજો હું બીજી કોઈ (બાહ્ય) વસ્તુની આપની પાસે પ્રાર્થના કરતો નથી જે કંઈ માગણી છે તે એજ છે કે–હે પ્રભુ ! મને બોધિલાભ આપો (અર્થાત્ ભવોભવમા મને સમકિતપૂર્વક આપના વચન શ્રવણનો લાભ આપના ધર્મનો બોધ કે આપની સેવા મળો ! ! ૨૦

मू० खमावणा सव्वजिया खमाण,
आलोयणाए चउसरणगमण ।
अणसण पच्चक्खाण च करण,
अतमि मे हुज्ज समाहिमरण ॥२१॥

छा० क्षमयामि सवजीवान् क्षमध्व,
आलोचनया चतु शरणगमनम् ।

अनशन प्रत्याख्यान च करण,
अते ममाऽस्तु समाधिमरणम् ॥२१॥

અર્થ—અંતે (મરણ સમયે) હું સર્વ જીવોને ખમાવું, જીવો મને ક્ષમા–માફી આપે આલોચના (પાપના પ્રાય...ત) પૂર્વક ચાર (અરિહંત, સિદ્ધ સાધુ અને કેવળીએ ભાખેલા ...નું) શરણ અંગીકાર કરું સર્વ પાપ–સ્થાનકના પચ્ચક્ખાણ ...યાગ) પૂર્વક અણુસણ (અન્ન, પાણી, સુખડી અને મુખવાસ ... ચારે આહારનો જાવજીવ સુધી ત્યાગ કરવારૂપ સથારો) ... અને છેવટ સમાધિ ભાવે મ્હારું મરણ થાય હે પ્રભુ! ...ારી આપ પ્રત્યે એજ પ્રાર્થના છે।।। ૨૧

...૦ जे भावणाए कुलय पढंति,
एयस्स चित्ते परिभावयंति ।
आण जिणंदाण सया कुणंति,
ते झत्ति निव्वाणसुह लहंति ॥२२॥

...૦ ये भावनाया कुलक पठन्ति,
एतत्स्वचित्ते परिभावयन्ति ।
आज्ञा जिनेन्द्राणा सदा कुर्वन्ति,
ते झटिति निर्वाणसुख लभन्ते ॥२२॥

અર્થ—આ બધા કુલકને જે ભવ્યાત્માઓ ભણે (મુખપાઠ કરે છે કે કરશે) પોતાના હૃદયમાં એનું (ભાવના કુલકનું) જે ચિંતન કરે છે (કે કરશે) અને જિનેન્દ્રપ્રભુની આજ્ઞા જેઓ હમેશાં પાળે છે (કે પાળશે) તે જીવાત્માઓ શીઘ્ર તરત મોક્ષનાં સુખ પામે છે (કે પામશે.) ૨૨

॥ वन्दे प्रवचनम् ॥

## ॥ श्री गुणानुरागकुलकम् ॥

मू० *सयलकल्लाण निलय,
नमिऊण तित्थनाहपयकमलं ।
परगुणगहण सरूवं,
भणामि सोहग्गसिरिजणयं ॥१॥

छा० सकलकल्याण निलयं,
नत्वा तीर्थनाथपदकमलम् ।
परगुणग्रहण स्वरूपं,
भणामि सौभाग्य श्रीजनयम् ॥१॥

અર્થ—સકળ કલ્યાણના નિવાસસ્થાન એવા શ્રી તીર્થનાથ (શાસનના નાયક શ્રી મહાવીર) ભગવાનના ચરણકમળને નમીને સૌભાગ્ય (ઇચ્છિત વસ્તુની નિરંતર હૈયાતી અમર વિયોગ રોગ શોક ક્લેશ-કંકાશ વિગેરેનો અભાવ) અને શોભા (લોકમાં પોતાના સદ્‌ગુણની થતી પ્રશંસા)ને ઉત્પન્ન કરનાર પારકા ગુણોને ગ્રહણ કરવાનું સ્વરૂપ હું (જિનહર્ષ ગણી-આચાર્ય) કહું છુ ૧

मू० उत्तमगुणाणुराओ,
निवसइ हिययंमि जस्स पुरिसस्स ।

* आर्यावृत्तम्

आतित्थयरपयाओ,
न दुलहा तस्स रिद्धिआ ॥२॥

छा० उत्तमगुणानुरागो,
निवसति हृदये यस्य पुरुषस्य ।
मातीर्थंकरपद,
न दुर्लभास्तस्य (ऋ) रिद्धय ॥२॥

અર્થ—જે પુરૂષના હૃદયમાં ઉત્તમ ગુણવાન્ જનો તરફ અનુરાગ (પ્રેમ) વસતો હોય તે પુરૂષને તીર્થંકર પદ સુધીની દરેક રિદ્ધિઓ મળવી દુર્લભ નથી ૨

मू० ते धन्ना ते पुन्ना,
तेसु पणामो हविज्ज मह निच ।
जेसिं गुणाणुराओ,
अकित्तिमो होइ अणवरय ॥३॥

छा० ते धन्यास्ते पुण्या-
स्तेषु प्रणामो भवतु मम नित्यम् ।
येषा गुणानुरागोऽ-
कीर्तनीयो भवत्यनवरतम् ॥३॥

અર્થ—તેઓ વખાણવા લાયક છે, તેઓ પુણ્યશાળી છે અને તેઓના પ્રત્યે મ્હારો હમેશ નમસ્કાર હો ! કે જેમને નિરંતર ખરેખરો અથાગ ગુણાનુરાગ (ગુણગ્રાહીપણું) રહે છે ૩

मू० किं बहुणा भणिएण,
किंवा तविएण किंव दाणेण ।

इक्क गुणाणुराय,
सिक्खह सुक्खाण कुल भवण ॥४॥

छा० किं बहुना पठितेन,
किंवा तप्तेन किंवा दानेन ।
एकं गुणानुरागं,
शिक्षत सुखानां कुलभवनम् ॥४॥

અર્થ—બહુ ભણવાથી શું ? અથવા બહુ તપ કરવાથી શું ? અથવા બહુ દાન દેવાથી (પણ) શું થનાર છે ? (જો ગુણગ્રાહીપણું ન હોય તો) (માટે) ફક્ત એક ગુણાનુરાગને શીખો કે જે (ગુણાનુરાગ) સુખોનું (ખાસ) ઉત્પત્તિસ્થાન છે ૪

मू० जइ वि चरसि तव-विउल,
पढसि सुय करिसि विविहकट्ठाइं ।
न धरसि गुणाणुराय,
परेसु ता निप्फल सयल ॥५॥

छा० यद्यपि चरसि तपो विपुलं,
पठसि श्रुतं करोषि विविधकष्टानि ।
न धरसि गुणानुरागं,
परेषु तर्हि निष्फलं सकलम् ॥५॥

અર્થ—જો કે તું ભારે તપ કરે છે શાસ્ત્ર ભણે છે અને (સુખ મેળવવા માટે) અનેક પ્રકારના કષ્ટ કરે છે પરંતુ બીજાના ગુણો તરફ અનુરાગ (પ્રેમ) નથી ધરતો તો એ બધું નિષ્ફળ છે ૫

मू० सोऊण गुणुक्करिसं,
अन्नस्स करेसि मच्छरं जइ वि ।

ता नूण ससारे,
पराहव सहसि सव्वत्थ ॥६॥

छा० श्रुत्वा गुणोत्कर्ष-
मन्यस्य करोपि मत्सर यद्यपि ।

तस्मान्नून ससारे,
पराभव सहिष्यसे सर्वत्र ॥६॥

અર્થ—બીજાના ગુણોની પ્રશંસા સાભળીને જો તું મત્સર (ઈર્ષ્યા-અદેખાઈ) કરે છે, તો (તે કારણથી) તું નક્કીપણે આ સસારમાં સઘળા સ્થળે પરાભવ પામીશ ૬

मू० गुणवताण नराण,
ईसाभर तिमिरपूरिओ भणसि ।

जइ कहवि दोसलेस,
ता भमसि भवे अपारमि ॥७॥

छा० गुणवता नराणा-
मीर्ष्याभरतिमिरपूरितो वक्ष्यसे ।

यदि कथमपि दोपलेश,
तर्हि भ्रमिष्यसि भवेऽपारे ॥७॥

અર્થ—ગુણવંત પુરુષોની ઈર્ષ્યાના જોરરૂપ અંધ

આધળો બનીને જો તું કોઈપણ રીતે લેશમાત્ર તેમના દોષ ક્હાડીશ તો પણ અપાર સંસારમા ભમીશ ૭

मू० ज अब्भसेइ जीवो,
गुण च दोस च इत्थ जम्ममि ।
त परलोए पावइ,
अब्भासेण पुणो तेण ॥८॥

छा० यदभ्यस्यति जीवो,
गुण च दोष चात्र जन्मनि ।
तत्परलोके प्राप्नोति,
अभ्यासेन पुनस्तेन ॥८॥

અર્થ—જીવ આ જન્મમા ગુણ કે દોષમાથી જેને અભ્યાસ પાડે તે અભ્યાસે કરીને ફરી પરલોકમા પણ તેજ (ગુણ કે દોષને) પામે છે ૮

मू० जो जपइ परदोसे,
गुणसयभरिओ वि मच्छरभरेण
सो विउसाण मसारो,
पलालपुजव्व पडिभाइ ॥९॥

छा० यो जल्पति परदोषान्,
गुणशतभृतापि मत्सरभरेण ।
स विदुषामसार,
पलालपुञ्ज इव प्रतिभाति ॥९॥

અર્થ—કોઈ પુરૂષ પોતે સેંકડો ગુણોથી ભરેલો છતાં પણ મત્સરના (ગર્વના) આવેશથી પરાયા દોષ બોલે તો તે વિદ્વાન જનોમાં પરાળના પુળા સરખો દમ વગરનો (તુચ્છ) જણાય છે ૯

मू० जो परदोसे गिण्हइ,
सवासते वि दुट्ठभावेणं ।
सो अप्पाण वधइ,
पावेण निरत्थएणा वि ॥१०॥

छा० य परदोषान् एहाति,
सदमतोपि दुष्टभावेन ।
स आत्मान बध्नाति,
पापेन निरर्थकेनापि ॥१०॥

અર્થ—જે પુરૂષ દુષ્ટ ભાવથી છતા કે અછતા પરાયા દોષ ગ્રહણ કરે તે પોતાના આત્માને નિરર્થક પાપથી જોડે છે ૧૦

मू० त नियमा मुत्तव्व,
जत्तो सप्पज्जए कसायग्गी ।
त वत्थु धारिज्जा,
जेणोवसमो कसायाण ॥११॥

छा० तन्नियमान्मोक्तव्य,
यत उत्पद्यते कषायाग्नि ।

तद्वस्तु धारयेद्,
येनोपशम कषायाणाम् ॥११॥

અર્થ—જેનાથી કષાયરૂપ અગ્નિ પ્રદીપ્ત થાય તેવા કામ અવશ્યપણે છોડી દેવું અને જેનાથી કષાયો શાંત થાય વસ્તુ (કામ કે નિયમ) ધારણ કરવી (સ્વીકારવી) ૧૧

मू० जइ इच्छह गुरुअत्त,
तिहुअणमज्झमि अप्पणो नियमा ।
ता सव्वपयत्तेण,
परदोसविवज्जण कुणह ॥१२॥

छा० यदीच्छत गौरव,
त्रिभुवनमध्य आत्मनो नियमात् ।
तर्हि सर्वप्रयत्नेन,
परदोषविवर्जन कुरुत ॥१२॥

અર્થ—જો તમે ત્રણ જગતની અંદર પોતાની મ્હોટાઈ મેળવવા ખરેખર ઇચ્છતા હો તો સર્વ પ્રયત્નથી પરાયા દોષોની નિંદા કરવાનું પૂરતી રીતે વર્જન કરો (છોડો) ૧૨

मू० चउद्दा पससणिज्जा,
पुरिसा सव्वुत्तमुत्तमा लोए ।
उत्तम उत्तम उत्तम-,
मज्झिमभावा य सव्वेसिं ॥१३॥
जे अहम अहम अहमा,

गुरुकम्मा धम्मवज्जिया पुरिसा ।
ते वि य न निंदणिज्जा,
किं तु दया तेसु कायव्वा ॥१४॥ जुम्म ।

सं० चतुर्धा प्रशसनीया,
पुरुषा सर्वोत्तमोत्तमा लोके ।
उत्तमोत्तमा उत्तमा,
मध्यम भावाश्च सर्वेषाम् ॥१३॥
येऽधमाधमा अधमा,
गुरुकर्माणो धर्मवर्जिता पुरुषा ।
तेऽपि च न निन्दनीया,
किन्तु दया तेषु कर्त्तव्या ॥१४॥

અર્થ—આ જગતમાં ચાર પ્રકારના પુરુષ સર્વ કોઈને પ્રશંસા કરવા યોગ્ય છે–એક સર્વોત્તમોત્તમ બીજા ઉત્તમોત્તમ ત્રીજા ઉત્તમ, અને ચોથા મધ્યમ ૧૩ (ઉપરાંત) પાંચમા અધમ અને છઠ્ઠા અધમાધમ એ (પાછળના બે) ભારે કર્મી અને ધર્મવર્જિત હોય ■ ત્યાં તેઓની (પ્રશંસા તો નજ કરવી પરંતુ) નિંદા પણ ન કરવી જોઈએ કિંતુ તેઓ ઉપર દયા કરવી જોઈએ ૧૪

मू० पञ्चगुब्भडजुव्वण-
वंतीणं सुरहिसारदेहाण ।
जुवईण मज्झगओ,
सव्वुत्तमरूववंतीण ॥१५॥

आजम्म वभयारी,
मणवयकाएहि जो धरइ सील।
सव्वुत्तमुत्तमो पुण,
सो पुरिसो सव्वनमणिज्जो ॥१६॥ जुम्मं।

छा० प्रत्यगोद्गट यौवन-
वतीना सुरभि सार देहानाम्।
युवतीना मध्यगत,
सर्वोत्तमरूपवतीनाम् ॥१५॥
आजन्म ब्रह्मचारी,
मनोवाक्काय यो धरति शीलम्।
सर्वोत्तमोत्तम पुन,
स पुरुष सर्व नमनीय ॥१६॥

અર્થ—અંગે અંગમાં ફૂટી નીકળેલા આકરા યૌવનવાળી, સુગંધથી મ્હેકતા શરીરવાળી અને સૌથી ઉત્તમ રૂપવાળી એવી સ્ત્રીઓના વચ્ચે રહીને જે પુરૂષ જન્મથી બ્રહ્મચારી રહ્યો થકો મન વચન અને કાયાથી શિયળધારી રહે તે પુરૂષ સર્વોત્તમોત્તમ જાણવો અને તે સર્વ કોઇને નમવા લાયક (નેમ નાથ અને જંબુસ્વામી સરખા) હોય છે ૧૫-૧૬

मू० एव विहजुवइगओ,
जो रागी हुज्ज कहवि इगसमय।
बीयसमयंमि निंदइ,
त पाव सव्वभावेण ॥१७॥

जम्ममि तम्मि न पुणो,
    हविज्ज रागो मणमि जस्स कया ।
सो होइ उत्तमुत्तम-
    रुवो पुरिसो महासत्तो ॥१८॥ जुम्म ।

१७ एव विधयुवतिगतो,
    यो रागी भवेत्कथमप्येक समयम् ।
द्वितीयसमये निन्दते,
    तत्पाप सर्वभावेन ॥१७॥
जन्मनि तस्मिन्न पुन-
    र्भवेद्रागो मनसि यस्य कदा ।
स भवत्युत्तमोत्तम-
    रूप पुरुषो महासत्त्व ॥१८॥ युग्म ॥

અર્થ—એવા પ્રકારની (સર્વોત્તમ રૂપવાળી) સ્ત્રીઓની ...ચે રહી થકા જે પુરૂષ કદાચ કોઈપણ પ્રકારે માત્ર એક ...ણુભર મનમા ડોલાયમાન થાય પણ અકાર્યમા નહિ ફસાતા ...રત સાવધાન થઈ બીજી ક્ષણેજ તે (માનસિક) પાપને પૂરૂં ...ાવથી નિંદે અને ફરીથી તે જન્મમાં ક્યારે પણ તેના ...નમા તેવો રાગ ઉત્પન્ન ન થાય તે પુરૂષ (રહનેમી સરખો) ...ઉત્તમોત્તમ જાણુવો તે પણ મહાબળવાન્ જ ગણાય છે ૧૭-૧૮

મૂ० पिच्छइ जुवईरूव,
    मणसा चिंतेइ अहव खण मेग ।

जो नायरइ अकज्जं,
पत्थिज्जंतो वि इत्थीहिं ॥१९॥
साहू वा सड्ढो वा,
सदारसंतोस सायरो हुज्जा ।
सो उत्तमो मणुस्सो,
नायव्वो थोव संसारो ॥२०॥ ॥जुम्मं॥

छा० पश्यति युवतिरूपं,
मनसा चिंतयत्यथवा क्षणमेकम् ।
यो नाचरत्यकार्यं,
प्रार्थ्यमानोऽपि स्त्रीभिः ॥१९॥
साधु र्वा श्राद्धो वा,
स्वदारसंतोषसागरो भवेत् ।
स उत्तमो मनुष्यो,
ज्ञातव्य स्तोकसंसार ॥२०॥ युग्मम् ॥

અર્થ—જે પુરૂષ સ્ત્રીનું રૂપ જોઈને ક્ષણભર મનથી તેના તરફ ખેંચાયા છતાં પણ અને તે સ્ત્રીએ તેને બોલાવ્યા છતાં પણ અકાર્યમાં ફસાય નહિ પરંતુ સાધુ હોય તો સાધુ તરીકે પોતાનું (સર્વથા) બ્રહ્મચર્ય વ્રત જાળવી રાખે અથવા શ્રાવક હોય તો સ્વદાર સંતોષી વ્રત (પોતાની સ્ત્રીમાંજ સંતોષ રાખી પરસ્ત્રી ગમનનું સર્વથા પચ્ચક્ખાણ રૂપ નિયમ) પાળે તે સાધુ કે શ્રાવક ઉત્તમ પુરૂષ જાણવો તે પુરૂષ પણ અલ્પ સંસારી જાણવો. ૧૯–૨૦

मू० पुरिसत्थेसु पवट्टइ,
जो पुरिसो धम्मअत्थ पमुहेसु।
अन्नुन्नमवाबाह,
मज्झिमरूवो हवइ एसो ॥२१॥

सं० पुरुषार्थेषु प्रवर्त्तते,
यः पुरुषो धर्मार्थप्रमुखेषु।
अन्योन्यमव्याबाध,
मध्यमरूपो भवत्येष ॥२१॥

અર્થ—જે પુરૂષ ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષા ને અરસપરસ બાધ ન આવે એવી રીતે તેમાં પ્રવર્તે (ધર્મ અને ધર્મ, અર્થ-ધન માટે ધધાના વખતે ધધો અને ઈંદ્રિ-ને તૃપ્ત કરવાના વખતે ખાવું પીવું વિગેરે કરે તે સમક્તિી હિ પણ સમકિત પામવાને યોગ્ય બનેલો માર્ગાનુસારીના ૩૫ ગુણવાળો હોય) તે મધ્યમ પુરૂષ જાણવો. ૨૧

मू० एएसि पुरिसाण,
जइ गुणगहण करेसि बहुमाणा।
तो आसन्न सिवसुहो,
होसि तुम नत्थि सदेहो ॥२२॥

सं० एतेषां पुरुषाणां,
यदि गुणग्रहण करिष्यसि बहुमानात्।
तदासन्नशिवसुखो,
भविष्यसि त्व नास्ति सदेह ।

અર્થ—એ ચારે નંબરના પુરૂષોના ગુણોની જે હું બહુમાન ધરીને પ્રશંસા કરીશ, તો હું થોડા કાળમાંજ મોક્ષનાં સુખ મેળવીશ તેમાં કશો સંદેહ નથી. ૨૨

मू० पासत्थाइसु अहुणा,
संजमसिढिलेसु मुक्कजोगेसु ।
नो गरिहा कायव्वा,
नेव पससा सहामज्झे ॥२३॥

छा० पार्श्वस्थादिष्वधुना,
संयमशिथिलेषु मुक्तयोगेषु ।
नो गर्हा कर्त्तव्या,
नैव प्रशंसा सभामध्ये ॥२३॥

અર્થ—આજકાલ સંયમ પાળવામાં ઢીલા પડેલા, યોગ ક્રિયાહીન (સંયમની કરણી—આચાર વગરના એવા પાર્શ્વસ્થ-માત્ર સાધુ વેષધારી પુરૂષોની બાબતમાં સભા વચ્ચે ન તો તેમની નિંદા કરવી અને ન તો પ્રશંસા કરવી ૨૩

मू० काऊण तेसु करुण,
जइ मन्नइ तो पयासए मग्ग ।
अह रूसइ तो नियमा,
न तेसिं दोस पयासेइ ॥२४॥

छा० कृत्वा तेषु करुणा,
यदि मन्यते तर्हि प्रकाशयेन्मार्गम् ।

अथ रुष्यन्ति तर्हि नियमा-
न्न तेषां दोषं प्रकाशयेत् ॥२४॥

અર્થ—તેઓ પર કરૂણા લાવીને જો તેઓ માને એમ હોય તો ખરો રસ્તો બતાવવો પણ જો તેમ કરતા તેઓ ગુસ્સે થાય તો પછી આપણે તેમના દોષ પ્રકાશવા નહિ ૨૪

मू० संपइ दूसमसमए,
दीसइ थोवो वि जस्स धम्मगुणो ।
बहुमाणो कायव्वो,
तस्स सया धम्मबुद्धीए ॥२५॥

छा० सम्प्रति दूषम समये,
दृश्यते स्तोकोऽपि यस्य धर्मगुण ।
बहुमान कर्त्तव्य,
तस्य सदा धर्मबुद्ध्या ॥२५॥

અર્થ—આજના વિષમ વખતમાં જેની પાસે થોડા પણ ધાર્મિક ગુણ દેખવામાં આવે તેના તરફ હમેશા ધર્મબુદ્ધિથી બહુમાન બતાવતા રહેવુ ૨૫

मू० परगच्छे सयगच्छे,
जे संविग्गा बहुस्सुया मुणिणो ।
तेसिं गुणाणुरायं,
मा मुंचसु मच्छरप्पहओ ॥२६॥

છા૦ परगच्छे स्वकगच्छे,
ये संविग्ना बहुश्रुता मुनयः ।
तेषां गुणानुरागं,
मा मुञ्च मत्सरप्रहतः ॥२६॥

અર્થ—પરાયા ગચ્છમાં અગર પોતાના ગચ્છમાં જે વૈરાગ્યવાન્ અને વિદ્વાન્ મુનિયો હોય તેમના તરફ મત્સર-ઈર્ષ્યાભાવથી ગુણાનુરાગ મૂકતો નહિ ૨૬

મૂ૦ गुणरयणमंडियाणं
बहुमाणं जो करेइ सुद्धमणो ।
सुलहा अन्नभवंमि य,
तस्स गुणा हुंति नियमेणं ॥२७॥

છા૦ गुणरत्नमण्डितानां,
बहुमानं यः करोति शुद्धमनाः ।
सुलभा अन्यभवे च,
तस्य गुणा भवन्ति नियमेन ॥२७॥

અર્થ—ગુણરૂપી રત્નોથી શણગારાયલા-ઉત્તમ ગુણવાળા પુરૂષોનું જે શુદ્ધ મનથી બહુમાન કરે તેને બીજા ભવમાં તે તે ગુણો સુલભ થઈ પડે છે ૨૭

મૂ૦ एयं गुणाणुरायं,
सम्मं जो धरइ धरणीमज्झमि ।
सिरिसोमसुंदरपयं,
सो पावइ सव्वनमणिज्जं ॥२८॥

છા० एन गुणानुरागं,
सम्यग्यो धरति धरणीमध्ये ।
श्री सोमसुन्दरपदं,
स प्राप्नोति सर्वनमनीयम् ॥२८॥

અર્થ—આ ગુણાનુરાગને જે પુરૂષ સમ્યક્—સારી રીતે આ પૃથ્વીમા રહી ધારણ કરે તે સોમસુન્દર–શોભતા ચંદ્ર જેવા શાંતિમય અને સર્વને નમનીય (તીર્થંકરરૂપ) પદને પામે ૨૮



॥ वन्दे सद्गुरुम् ॥

# ॥ उपदेश रत्नमाला ॥

॥ मंगलाचरणम् ॥

मू० *उव एस रयणकोस,
नासिअ-नीसेस-लोग-दोगच्च ।
उवएस-रयण-माल,
वुच्छ नमिऊण वीरजिण ॥१॥

छा० उपदेशरत्नकोष,
नाशितनि शेषलोकदौर्गत्यम् ।
उपदेश रत्नमाला,
वक्ष्ये नत्वा वीरजिनम् ॥१॥

અર્થ—ઉપદેશરૂપી રત્નોના ભંડાર સરખા અને જગતના જીવોની સંપૂર્ણ દુર્ગતિનો નાશ કરનાર એવા શ્રી મહાવીર પ્રભુને નમસ્કાર કરીને હું (પદ્મજિનેશ્વરસૂરિ) ઉપદેશરત્નમાળાને કહીશ ૧

मू० जीवदयाइ रमिज्जइ,
इंदियवग्गो दमिज्जइ सयावि ।

---

* आर्यावृत्तम्

सच चेव चविज्जइ,
धम्मस्स रहस्स मिणमेव ॥२॥

छा० जीवदयाया रम्यते,
इन्द्रियवर्गो दम्यते सदापि।
सत्य चैव कथ्यते,
धर्मस्य रहस्य मिदमेव ॥२॥

અર્થ—મનુષ્ય જીવનના પાળવામા રમણ કરે, પાચે ઇન્દ્રિયોને દમે (વશ કરે) અને સાચુ બોલે એજ ધર્મનુ (ધર્મ પામ્યાનુ) રહસ્ય (નિશાની) છે ૨

મૂ० सील न हु खडिज्जइ,
न सवसिज्जइ सम कुसीलेहिं।
गुरुवयण न खलिज्जइ,
जइ नज्जइ धम्मपरमत्थो ॥३॥

छा० शील न खलु खण्डयते,
न सवस्यते सम कुशीलै।
गुरुवचन न स्खल्यते,
यदि ज्ञायते धर्मपरमार्थ ॥३॥

અર્થ—ધર્મનો પરમાર્થ (સત્ય સ્વરૂપ) જો જાણવામા આવેલ હોય તો માણસ શિયળનુ ખડન ન જ કરે કુશીલ—દુરાચારી સ્રી પુરૂષો સાથે ન વસે (તેમનો પરિચય-સોબત) ન કરે) અને ગુરૂના વચનની સ્ખલના (ભગ-ઉલ્લઘન) ન ન કરે ૩

मू० चवल न चकमिज्जइ,
निरइज्जइ नेव उब्भडो वेसो,
वक्क न पलोइज्जइ
रुट्ठा वि भणंति किं पिसुणा ॥४॥

छा० चपल न चक्रम्यते,
विरच्यते नैवोद्भटो वेषः।
वक्र (वक्र) न प्रलोक्यते,
रुष्टा अपि भणन्ति किं पिशुना ? ॥४॥

અર્થ—જે મનુષ્ય ચપળતાથી (ઉદ્ધતાઈથી) ન ચાલે, ઉદ્ભટ (ફેનસી-ભભકાદાર) વેશ (પોષાક) ન પહેરે અને વાંકુ (આડી નજરે) ન જુવે તો તેને કોપાયમાન થયેલા એવા પણ ચાડીયાઓ (અદેખા લોકો) શું કહી શકવાના હતા ? અર્થાત્ તેઓ તેના સંબંધમાં કંઇ પણ બોલી શકવાના નથી ૪

मू० नियमिज्जइ नियजीहा,
अविचारिय नेव किज्जइ कज्ज ।
न कुलक्कमो य लुप्पइ,
कुविओ किं कुणइ कलिकालो ? ॥५॥

छा० नियम्यते निजजिह्वा,
अविचारितं नैव क्रियते कार्यम् ।
न कुलकर्म च लुप्यते,
कुपितः किं करोति कलिकालम् ॥५॥

અર્થ—જે માણસ પોતાની જીભને ( ખાવા, પીવા અને બોલવામાં ) વશ રાખે વગર વિચાર્યુ કોઈ કામ ન કરે અને પોતાના કુળના જે ધર્મ-કર્મ તેને ન છોડે તો તેને કોપાયમાન થયેલો એવો કળિકાળ પણ શું કરી શકે ? અર્થાત્ કળિયુગ કે દુષમ કાળ પણ તેને દુઃખદાયક ન થાય. ૫

મૂ૦ मम्म न उल्लविज्जइ,
　　कस्स वि आल न दिज्जइ कया वि ।
　कोवि न अक्कोसिज्जइ,
　　सज्जणमग्गो इमो दुग्गो ॥६॥

छा० मर्म नोल्लप्यते,
　　कस्याप्याल न दीयते कदापि ।
　कोऽपि नोत्क्रुद्यते,
　　सज्जनमार्गोऽयं दुर्गं ॥६॥

અર્થ—કોઈના મર્મ (દોષ) પ્રગટ ન કરવાં કોઈના ઉપર ક્યારે પણ ખોટું આળ (કલંક) ન ચડાવવું અને કોઈ ઉપર આક્રોશ ન કરવો (તિરસ્કાર પૂર્વક કઠોર શબ્દ કોઈને ન કહેવો), એ મજબૂત કિલ્લા સરખો સજ્જન પુરુષોનો માર્ગ છે ૬

મૂ૦ सव्वस्स उवयरिज्जइ,
　　न पम्हसिज्जइ परस्स उवयारो ।
　विहल अवलंबिज्जइ,
　　उवएसो एस विउसाणं ॥७॥

छा० सर्वस्योपक्रियते,
न विस्मर्यते परस्योपकार ।
विहयगेऽवलम्ब्यते,
उपदेश एष विदुषाम् ॥७॥

અર્થ—પ્રાણિમાત્ર ઉપર મનુષ્યે ઉપકાર કરવો કોઈપણ માણસે પોતા ઉપર કરેલો ઉપકાર કદી પણ ભૂલવો નહિ અને દીન-દુખી જીવોને આશરો આપવો એવો ઉપદેશ વિદ્વાનો કરે છે ૭

मू० को वि न अब्भत्थिज्जइ,
किज्जइ कस्स वि न पत्थणा भंगो ।
दीण न जंपिज्जइ,
जीविज्जइ जाव जिअलोए ॥८॥

छा० कोऽपि नाभ्यर्थ्यते,
क्रियते कस्यापि न प्रार्थनाभंग ।
दीन न च जल्प्यते,
जीव्यते यावज्जीवलोके ॥८॥

અર્થ—કોઈની પાસે કઈ પણ માગવુ નહિ (હાથ લંબાવવો નહિ) કોઈની પણ પ્રાર્થના (યાચના)નો ભંગ કરવો નહિ અને કોઈ પાસે પણ દીનતાના (રાંકડાપણાના) વચન બોલવા નહિ જીંદગી પર્યંત આ પ્રમાણે વર્તનાર પુરૂષ જગતમા પૂજ્ય બને છે ८

मू० रच्चिज्जइ सुगुणेसु,
बज्झइ रागो न नेहवज्जेसु ।
किज्जइ पत्तपरिक्खा,
दक्खाण इमो य कसवट्टो ॥११॥

छा० रज्यते सुगुणेषु,
बध्यते रागो न स्नेहवर्ज्येषु ।
क्रियते पात्रपरीक्षा,
दक्षाणामयं च कषपट्ट ॥११॥

અર્થ—ગુણી પુરુષો દેખીને રાજી થવુ સ્નેહ વગરના માણસો સાથે પ્રેમ જોડવો નહિ અને પાત્રપરીક્ષા ( ગુણી કે અવગુણી યોગ્ય કે અયોગ્ય માણસની તપાસ ) કરવી આ બાબતમા ડાહ્યા માણસોની કસોટી છે ૧૧

मू० नाकज्जमायरिज्जइ,
अप्पा पाडिज्जइ न य वयणिज्जे ।
न य साहस चइज्जइ,
उप्पिज्जइ तेण जगहत्थो ॥१२॥

छा० नाकार्यमाचर्य्यते,
आत्मा पात्यते न च वचनीये ।
न च साहस त्यज्यते,
उत्पद्यते तेन जगद्धस्त ॥१२॥

અર્થ—માણસ જો કોઈ અકાય (ન કરવા લાયક કામ ન કરે જગતમા નિંદાને પાત્ર એવા કાયમા આત્માને જો

નહિ અને ગમે તેવી આફત આવી પડે તો પણ સાહસ (ઉત્સાહ કે ધીરજ) ન છોડે તો તે માણસ લોકોની આંગળીએ ચડે (જગતમા ઉચો રહે) ૧૨

मू० वसणे वि न मुज्झिज्जइ,
मुच्चइ माणो न नाम मरणे वि ।
विहवक्खए वि दिज्जइ,
वयमसिधारं खु धीराण ॥१३॥

छा० व्यसनेऽपि न मुह्यते,
मुच्यते मानो न नाम मरणेऽपि ।
विभवक्षयेऽपि दीयते,
व्रतमसिधारं खलु धीराणाम् ॥१३॥

અર્થ—ગમે તેવુ કષ્ટ આવી પડે તો પણ મુંઝાવુ નહિ મરણ આવે પણ (મરતાં સુધી પણ) પોતાની લીધેલી ટેક-આખડી બરાબર નિભાવવી અને વૈભવ ચાલ્યા જવા છતાં પણ દાન આપવુ આ વીર પુરૂષોનો ખાંડાની ધાર સરખો માર્ગ છે ૧૩

मू० अइनेहो न वहिज्जइ,
रूसिज्जइ नेव पिये वि पइदियह ।
वज्जारिज्जइ न कली,
जलंजली दिज्जइ दुहाण ॥१४॥

छा० अतिस्नेहो नोह्यते,
रूप्यते नैव प्रियेऽपि प्रतिदिवस

चूष्यते न कलि,
जलाञ्जलिर्दीयते दु खानाम् ॥१४॥

અર્થ—કોઇની સાથે અતિ સ્નેહ કરવો નહિ, તેમજ પ્રિયમા પ્રિય જન સાથે વારવાર રીસાવુ નહિ અને કજીયા-કલેશ-કમસ વધારવા નહિ આ પ્રમાણે વર્ત્તવાથી દુ ખને જળાજળી દેવાય છે (દુ ખ આવતું નથી) ૧૪

मू० न कुसंगेण वसिज्जइ,
वालस्स वि यिप्पए हिय वयण ।
अनयाउ निवट्टिज्जइ,
न होइ वयणिज्जया एव ॥१५॥

छा० न कुसङ्गेन वस्यते,
बालस्यापि गृह्यते हित वचनम् ।
अन्यायात्तु निवृत्यते,
न भवति वचनीयतैवम् ॥१५॥

અર્થ—જે માણસ કુસોબતમા વસે નહિ બાળક પાસેથી પણ હિતવચન ગ્રહણ કરે અને અનીતિ–અન્યાયના માર્ગથી પાછો ફરે–દૂર રહે તેની જગતમા કદી પણ નિં ા થતી નથી ૧૫

मू० विहवे वि न मच्चिज्जइ,
न विसीइज्जइ असपयाए वि ।
वट्टिज्जइ समभावे,
न होइ रणरणइ सतावो ॥१६॥

छा० निमवेऽपि न मद्यते,
न विषाद्यतेऽसपद्यपि ।
वृत्यते समभावे,
न भवति सत्यरत्यो सन्ताप ॥१६॥

અર્થ—પૂર્વ પુણ્યના યોગે વૈભવ-ધન સંપત્તિની પ્રાપ્તિ થવા છતા તેનો (અસ્થિર જાણીને) ગર્વ કરવો નહિ, અશુભના ઉદયે વૈભવહીન (દરિદ્રાવસ્થા) દશામા પણ ખેદ કરવો નહિ અને હમેશા (સુખ દુખમા સયોગ વિયોગમાં કે શત્રુ મિત્ર પર) સમભાવ રાખવો આમ વર્તવાથી કદી પણ સંતાપ થતો નથી ૧૬

મૂ० वन्निज्जइ भिच्चगुणो,
न परुक्खं न य सुयस्स पच्चक्खं ।
महिलाउ नोभया वि हु,
न नस्सइ जेण माहप्प ॥१७॥

छा० वर्ण्यते भृत्यगुणो,
न परोक्षं न च सुतस्य प्रत्यक्षम् ।
महिलाया नोभयेऽपि खलु,
न नश्यते येन माहात्म्यम् ॥१७॥

અર્થ—પરોક્ષમાં (બીજા પાસે) નોકરના ગુણોના વખાણ કરવા નહિ (પણ મોઢે વખાણ કરવા) પુત્રનાં વખાણ મોઢે નજ કરવા (પણ બીજા પાસે કરવા) અને સ્ત્રીના વખાણ મોઢે કે બીજા પાસે પણ ન કરવા આમ કરવાથી મોટાઈ નાશ પામતી નથી ૧૭

मू० जंपिज्जइ पियवयण,
किज्जइ विणओ य दिज्जए दाण।
परगुणगहण किज्जइ,
अमूलमतं वसीकरण ॥१८॥

छा० जल्प्यते प्रियवचन,
क्रियते विनयश्च दीयते दानम्।
परगुणग्रहण क्रियते,
अमूल्यमत्र वशीकरणम् ॥१८॥

અર્થ—માણસે હમેશાં પ્રિયવચન બોલવુ, દરેકનો વિનય કરવો ઉદારતાપૂર્વક દાન આપવુ અને દરેકમાથી (ચેતન્ય કે જડ–દરેક પ્રાણીમાથી અને દરેક પદાર્થમાથી) ગુણગ્રહણ કરવુ–ગુણગ્રાહી થવુ એ અમૂલ્ય વશીકરણ છે ૧૮

मू० पत्थावे जपिज्जइ,
सम्माणिज्जइ खलो वि बहुमज्झे।
नज्जइ सपरविसेसो,
सयलत्था तस्स सिज्झंति ॥१९॥

छा० प्रस्तावे जल्प्यते,
सम्मान्यते खलोऽपि बहुमध्ये।
ज्ञायते स्वपर विशेष,
सकलार्थास्तस्य सिध्यन्ति ॥१९॥

અર્થ—અવસરને ઉચિત (જે વખતે જે બોલવુ જરૂરતુ હોય તેવુ) બોલવુ, ઘણા માણસોના વચ્ચે દુષ્ટ માણસને પણ

બહુમાન-સન્માન આપવું અને સ્વ અને પરનો (પોતાનો કોણ અને પારકો કોણ ? અગર પોતાનું શુ અને પારકુ શુ ? વિગેરેનો) ભેદ સમજવો આ પ્રમાણે કરનારા સર્વ કાર્યોમાં સિદ્ધિ-સફળતા મેળવે છે ૧૯

मू० मंताईण न पासे,
गम्मइ न हु परगहे अबीएहिं ।
पडिवन्न पालिज्जइ,
सुकुलीणत्त हवइ एव ॥२०॥

छा० मन्त्रादीना न पार्श्वे,
गम्यते न खलु परगृहेऽद्वितीये ।
प्रतिपन्न पाल्यते,
सुकुलीनत्व भवत्येवम् ॥२०॥

અર્થ—મંત્ર તંત્રાદિકના માર્ગે ન જાય (ફંદમા ન ફસાય) પારકે ઘેર એકલો ન જાય અને અંગીકાર કરેલ (પ્રતિજ્ઞા-ટેક વિગેરે) અખંડ પાળે તે મનુષ્યમાં કુલીનપણું હોય । ૨૦

मू० भुजइ भुजावज्जइ,
पुच्छिज्जइ मणोगय कहिज्ज सयं ।
दिज्जइ लिज्जइ उचिय,
इच्छिज्जइ जइ थिरं पिम्मं ॥२१॥

छा० भुज्यते भोजय्यते,
पृच्छयते मनोगतं कथ्यते स्वयम् ।

दीयते रीयते-उचित,
पृच्यते यदि स्थिरं प्रेम ॥२१॥

અર્થ—ખાવુ, ખવરાવવુ અંતરની વાત (સુખ દુઃખની ગુપ્ત વાત) પુછવી તેમજ કહેવી ઉચિત (યોગ્ય) વસ્તુ લેવી અને દેવી પ્રેમને સ્થિર કરવાનો આ માર્ગ [illegible] (અર્થાત્ પ્રીતિના એ ૭ લક્ષણો છે) ૨૧

मू० को वि न अवमन्निज्जइ,
न गव्विज्जइ गुणेहिं नियएहिं ।
न य विम्हओ वहिज्जइ,
बहुरयणा जेणिमा पुहवी ॥२२॥

छा० कोऽपि नापमान्यते,
न गर्व्यते गुणं निजैः ।
न च विस्मय उह्यते,
बहुरत्ना येनेय पृथ्वी ॥२२॥

અર્થ—માણસે કોઈનું પણ અપમાન ન કરવું પોતાના ગુણોનો ગર્વ ન કરવો અને કોઈ બાબતમાં વિસ્મય ન પામવુ કારણ કે આ પૃથ્વી અનેક રત્નોથી (વિદ્યા શક્તિ—આત્મબળ વિગેરે અનેક ગુણોથી શોભતા સત્પુરૂષરૂપી રત્નોથી) ભરેલી [illegible] ૨૨

मू० आरंभिज्जइ लहुय,
किज्जइ कज्ज महतम वि पच्छा ।
न य उक्करिसो किज्जइ,
लब्भइ गुरुअत्तण जेण ॥२३॥

छा० आरभ्यते लघुक,
क्रियते कार्यं महदपि पश्चात् ।
न चोत्कर्ष क्रियते,
रम्यते गुरुत्व येन ॥२३॥

અર્થ—કોઈ પણ કામનો આરંભ (શરૂઆત) ઉતાવળે કરવા નહિ પરન્તુ ધીમે ધીમે કરવો (ઉતાવળે આંબા ન પાકે ઉતાવળાના પાણીયા ધીરાના પ્રસાદ) કામની શરૂઆત કર્યા પછી પાછા ન પડવુ પણ તેને હિંમતથી કોઈ પણ રીતે પાર પહોંચાડવુ અને થયેલા કાર્યનો ગર્વ ન કરવો, આ ખરી મહત્તા (મોટાઈ)ની નિશાની છે (૨૮)

मू० झाइज्जइ परमप्पा,
अप्पसमाणो गणिज्जइ परो वि ।
किज्जइ न राग दोसो,
छिज्जिज्जइ तेण ससारो ॥२४॥

छा० ध्यायते परमात्मा,
आत्मसमानो गण्यते परोपि ।
क्रियेते न रागद्वेषौ,
छिद्यते तेन ससार ॥२४॥

અર્થ—પરમાત્માનું (જેમણે સર્વ કર્મોનો-જન્મ જરા ને મરણનો નાશ કર્યો છે તેમનુ) ધ્યાન કરવુ સર્વ જીવાત્માઓને પોતાના આત્મા સરખા ગણવા અને કોઈ ઉપર રાગ કે-દ્વેષ—

ન કરવો આ પ્રમાણે વર્તનાર પુરૂષના (જન્મ-જરા મરણાદિ
રૂપ) સંસારનો નાશ થાય છે ૨૪

मू० उवएस रयणमाल,
जो एव ठवइ सुट्ठु नियकंठे ।
सो नर सिवसुहलच्छी-
वच्छयले रमइ सच्छाइ ॥२५॥

छा० उपदेशरत्नमाला,
य एव स्थापयति सुष्ठु निजकंठे ।
स नर शिवसुखलक्ष्मी-
वक्ष स्थले रमते स्वेच्छया ॥२५॥

અર્થ—આ ઉપદેશરૂપી રત્નોની માળા જે પ્રાણી પોતાના
કંઠે ધારણ કરે છે (વાંચી વિચારી તે પ્રમાણે વર્તે છે) તેને
મોક્ષ સુખરૂપ લક્ષ્મી જલ્દી પ્રાપ્ત થાય છે ૨૫

मू० एव पउम जिणेसर-
सूरिवयणगुरुरम्मिय वहइ ।
भव्वजणो कंठ गय,
विउल उवएसमालमिणं ॥२६॥

छा० एव पद्मजिनेश्वर-
सूरिवचनगुरुरम्यका वहतु ।
भव्यजन कण्ठगता,
विपुलामुपदेशमालामिमाम् ॥२६॥

અર્થ—હે ભવ્યજનો ! આ પ્રમાણે પદ્મજિનેશ્વરસૂરિ-આચાર્યે પોતાના વચનો રૂપી પુષ્પોથી ગુંથેલી મનોહર અને વિશાળ એવી આ ઉપદેશમાળાને હમેશા તમારા કંઠમાં (ગળામાં) ધારણ કરી રાખો ૨૬

---

આ બોધદાયક પ્રકરણોમાંના દરેક શબ્દો શાન્તિપૂર્વક વાંચવા અને સંપૂર્ણપણે સમજવા દરેક વાચકને સપ્રેમ વિનંતિ છે

**સમાપ્તમ્**